

સદ્‌ગત દાનાભાઈ અરજણ સ્મારક ગ્રંથ ૧લું

ક્રમાંક પુષ્પ ત્રીજું

મિત્રોના કાવ્યો સહિત

# યુવકના ઉદ્‌ગાર

અને

# ભ્રાતૃ ભાવ.

ઉદયની આશથી મિત્રે મગજને બીજ વાવ્યું
સુંદર મીઠાં ફળો ખાવા બનવવા વૃક્ષ ધાર્યું છે.
અતિ ઉત્સાહ પાણી દઈ સીંચો આ બંધુઓ મારા:
પ્રજાની ફર્જ પોતાની બનાવો વૃક્ષને પ્યારા.

પ્રસિદ્ધ કરનાર:—શ્રી પાટીદાર મિત્ર સંઘ,—કરાંચી.

લેખક:—પુંજાભાઈ ખેતસિંહ પટેલ.

—:0:—

સં. ૧૯૮૬. સને ૧૯૩૦.

પ્રત ૫૦૦. આવૃત્તિ ૧ લી.

મૂલ્ય ચાર આના. (સાહિત્ય પ્રચારાર્થ.)



॥ ૐ ॥

સદ્દગત દાનાભાઈ અરજણ સ્મારક પુષ્પ ૧લું
ક્રમાંક પુષ્પ ત્રીજું.

મિત્રોના કાવ્યો સહિત

# યુવકના ઉદ્ગાર

અને

# ભ્રાતૃ ભાવ.

ઉદયની આશથી મિત્રે મળીને બીજ વાવ્યું છે
સુંદર મીઠાં ફળો ખાવા બનવવા વૃક્ષ ધાર્યું છે.
અતિ ઉત્સાહ પાણી દઇ સીંચો સૌ બંધુઓ મારા;
બજાવી ફર્જ પોતાની બનાવો વૃક્ષને પ્યારા.

પ્રસિદ્ધ કરનાર:—શ્રી પાટીદાર મિત્ર સંઘ,—કરાચી.

લેખક:—પુંજાભાઈ ખેતસિંહ પટેલ.

— 0 —

સાં. ૧૯૮૬. સન ૧૯૩૦.

પ્રત ૫૦૦ આવૃતિ ૧ લી.

મૂલ્ય ચાર આના. (સાહિત્ય પ્રચારાર્થે.)

ગુજરાતી કોપીરાઈટ-રાંગ

# બે બોલ —

જેનું હૃદય બુધ્ધિ પૂર્વક સત્ય સિધ્ધાન્તો સમજવા તેમજ ઉમંગથી અન્યને સમજાવવા રાત્રિ દિવસ પરમાર્થી કાર્ય કરવા જાગૃત છે. તે ૧૦ વર્ષનું બાલક હો, અથવા ૨૫ વર્ષનો યુવાન હો, યા ૬૦ વર્ષનો વૃધ્ધ હો, છતાં એજ સાચો નિર્ભય વીર, ઉત્સાહી યુવક છે.

ફક્ત વાંચી આનંદ લેવા સારૂ પુસ્તકો લખાતાં નથી, પરંતુ તેમાંથી તત્વ જાણી, લક્ષાર્થ પ્રમાણે વર્તવા માટેજ લખાય છે.

પ્રિય મિત્ર! પુષ્પ વાંચવું શરૂ કરતાંજ તારે એજ જાણવું જરૂરનું છે કે, જેટલું વાંચ તેને પુરેપુરૂં સમજી વિચાર કરી મનનદ્વારા જીવનમાં ઉતારીને અનેક મિત્રોથી ભ્રાતૃભાવ વધારીને આ પુષ્પ લખવાનો ઉદ્દેશ પાર ઉતારવા હંમેશાં પુરૂષાર્થ કરતો રહેજે.

આજ અનેક ગરીબોને ખાવા રોટલા તેમજ શરીર પુરતાં કપડાં નથી. એવાં ભાઈઓના પોષણ અર્થે, ધર્મની ઉન્નતિના કાર્ય માટે, લાખો કોરીઓ પીરાણે જતી અટકાવીને એ નાણાનો જ્ઞાતિ હિત અર્થે સદુપયોગ કરવા કમર બાંધ અને મિત્રો સાથે સંઘબળ જમાવીને એ મહાન કાર્ય સાધવા તત્પર થા. કેમકે:—

સમય સરતો જાય છે વાતો કયાંથી શું વળે?
યુવક હિતનાં કાર્ય કરી લે હોય કરવાં આ પળે.

# અર્પણ પત્રિકા

— હરિગીત —

આ પુષ્પ નહિં તો પુષ્પની પ્રિય પાંખડી અતિ પ્રેમથી;
અર્પણ કરૂં છું આપને સ્વીકારશો શુભ નેમથી,
કંઇ દોષ દૃષ્ટે દેખીને નવ રોષ મન જરી લાવશો;
છું દોષ પાત્ર તથાપિ એ મમ દોષને સુધરાવશો,
ગંગા સમો જ્ઞાતિ પ્રવાહ પાવત્ર માર્ગ તજી જતો;
સ્વધર્મ માર્ગ પ્રવર્તતાં નિજ રાહ મૃળ મળી જતો,
તે માટ હું ક્ષુલ્લક સ્વજાતિદાસનો પણ દાસ છું;
આશા ધરી ઉર મહાન સૌ મમ બંધુઓની પાસ છું,
કરજોડી માગું એટલું સદ્‌ધર્મ ને સંભાળજો;
સહુ સત્ય તત્વો સાચવી જુઠું હમેશાં ટાળજો,
તુલના કરી જોતાં તમોને જુઠ જરી નહિં ફાવશે;
તો અર્ધદગ્ધી પંથની અનિષ્ટતા અળગી થશે,
જ્યાં જ્યાં તમો જોતાં રહો ત્યાં સત્યનું સન્માન છે;
તે સત્યના પરિત્યાગનું કહો આપને ક્યાં ધ્યાન છે !
ઇશ્વર ભજનના ગાન વિધિ યુકત સંધ્યાદિ કરો,
હરિ નામની આખ્યાયિકાઓ નિયમથી શ્રવણે ધરો,
જેથી થશે ઉધ્ધાર પારાવાર દાંભિક પરહરો;
"મૌજી" કથન "યુવક" તણું અતિ મોદથી ઉરમાં ધરો.

સાં. ૧૯૮૬ વઇશાખ સુદ ૩ ગુરૂવાર.

# પ્રસ્તાવના

ઇશ્વર કૃપાથી વીર નારાયણજી રામજીભાઇ આપણી જ્ઞાતિને સુધારવા માટે અનેક પ્રયત્નો કરી રહ્યા છે તેમજ જીવરાજ ભાઇ તથા તેમના પુત્ર વાલજી ભાઇ માનકુવાવાળાએ પોતાના અનુભવથી જ્ઞાતિ ભાઇઓને "પીરાણા પ્રપંચી પંથને ત્યાગી દેવા માટે" સ્પષ્ટ કહ્યું છે. ગામ દયાપર અને ગુ૦ કેશરપુરામાં મંદિરની સ્થાપના કરી ભાઇઓએ વેદ મંત્રો બોલવા શરૂ કર્યા છે. તેમ મોટી વીરાણીના બંધુઓએ ધર્મસ્થાનમાં યોગ્ય સુધારો કર્યો છે, તેથી નખત્રાણા આદિ ગામોમાં રહેતા જ્ઞાતિ ભાઇઓ સુધારાની બહુજ ચળવળ કરી રહ્યા છે. હવે તો અન્ય ગામના સર્વ વડીલો અને યુવાનોએ ધર્મ માટે અહોનિશ કાર્ય કરવાની જરૂર છે, બંધુઓ! આજે મારી ફર્જ બજાવવા માટે આપણી જ્ઞાતિના સ્વર્ગસ્થ યુવક દાનાભાઇના અમુલ્ય વિચારોની સ્મૃતિનું પુષ્પ આપના કરકમળમાં અર્પું છું. તેમાંથી જીવન સુધારવાના દરેક પ્રકારના પાઠ શીખાશે. પ્રત્યેક યુવાનો ગામોગામ સંઘે મળી લોકહિતનાં કાર્યો કરશે. વડીલો યોગ્ય ચર્ચાઓ ચલાવશે. બ્હેનો સાથે મળી ઉન્નતિનાં મીઠાં ગીત ગાશે, જેથી અજ્ઞાનતાનું અને કુસંપનું જ્ઞાતિપર વાદળું છવાયું છે, તેને દૂર કરી સર્વ બંધુ, બ્હેનો શાં. ૧૯૮૦ જેમ સુધારા માટે ભગીરથ પ્રયત્ન કરવા કમર બાંધશે તોજ મારા મિત્રોએ અને આપના સેવકે અલ્પ કરેલો પ્રયત્ન સફળ થશે.

આ પુષ્પમાં તનમન અને ધનના ભોગ આપનાર સત્ય ધર્મના અભિલાષી ઉત્સાહી બંધુઓનો **"શ્રી પાટીદાર મિત્ર સંઘ"** તરફથી હું અંતઃકરણના પ્રેમપૂર્વક ઉપકાર માનું છું. સંઘ દ્વારા બીજાં કાર્યો પ્રસિદ્ધ થાય, તેને ફરી મીઠી નજરે જોશો એવી સૌ પ્રત્યે આશા રાખું છું. **પુંજાભાઇ**

## સાહિત્ય રસિક યુવક દાનાભાઇ અરજણ
## જાદવાણી ગામ શ્રી રવાપુરવાળા.



જન્મ શાં. ૧૯૬૯ વૈશાખ
સુદ ૭ મંગળ.

મૃત્યુ શાં. ૧૯૮૨ આસો
સુદ ૧૫ની રાત્રે.

ગુણિયલ ગુણો ગુણવાનના જે ઝગઝગી જગમાં રહ્યા:
મીઠા મધુરા એ ગુણો કો' કેમ કરી જાયે કહ્યા.
જેનાં મધુરાં વાક્ય સુણીને જાગતી જ્યોતિ હૃદે;
તો હૃદયમાંથી ભ્રાંતિ ભ્રમની, તોડતી સદ્‌વાણી જે:

એવા મીઠા સુવાક્યની સુવાસ ભૂલાતી નથી:
એ ખ્યાલમાં થઈ મગન મનડું દોડતું ત્યાં પ્રેમથી.
અટકાવતા મુંઝાવતા કંટક કદી મુજને ઘણા:
ના અટકતું ચાલતું જતું ના વાસ ભૂલાતી જરા.

(મિત્ર.) તા. ૧૮-૧૨-૨૬ શાં. ૧૯૮૩ મા સુદ ૧૪ શની.

# ઉત્સાહી યુવક મિત્ર દાનાનું સંક્ષિપ્ત

# જીવન ચરિત્ર.

---

દુનીઆમાં જેમનાં જીવન ઉજ્વળ છે, તેઓજ ઉચ્ચ પદને પામે છે. માટે એવાં જીવન દુનીઆમાં છુપાં ન રહેવાં જોઇએ. એવાં જીવનનો ઇતિહાસ ભાવી પ્રજાનું આદર્શ જીવન ઘડે છે. આજ સુધી એક બીજાનું જીવન ઘડવા સારૂં ઘણા ઇતિહાસ લખાયા છે અને ભવિષ્યમાં લખાતાજ રહેવાના. જીવન એટલે વિલાસ, ખાનપાન ખટપટ, ઝગડાઓ નહિ, પણ ભવિષ્યનો માર્ગ ઘડવાનું મુખ્ય સાધન ઉચ્ચતા, મૃદુતા, સત્ય આદિ. કોઇપણ વ્યક્તિના જીવનમાં કંઇપણ સદ્‌ગુણોની અધિકતા હોય તો તે કાંતો તેના આસપાસના અનૂકુળ વાતાવરણને આભારી હોય, યાતો ઉચ્ચ જીવન ચરિત્રોના ચિંતનના પરિણામરૂપ હોય, અથવા અમુક અંશે માત પિતાનો વારશો પણ હોય. અનુભવી નેતાઓનાં અને દ્રવ્યવાનોનાં જીવન ચરિત્રો ઘણાં લખાયાં છે પણ જ્ઞાતિ અને દેશની ઉન્નતિ સાધવા માટે નવયુવાનના હૃદયમાં ઉદ્‌ભવેલો અવનવો ભાવ જાણવાની અત્રે તો આવશ્યકતા છે. માટે તેવા પરમ પૂજ્ય પાટીદાર જ્ઞાતિના રત્ન દાનાભાઇ અરજણનું જીવન અત્રે આલેખીએ છીએ.

### બાળપણ.

દાનાભાઇનો જન્મ પૂજ્ય શીલવંતા બ્હેન કેશરબાઇને પેટે ૧૯૬૫ના વૈશાખ સુદ ૩ (અક્ષય તૃતીઆ, અખાત્રીજ.)

મંગળનો કરાચીમાં થયો. નાનપણથીજ તેનામાં શાન્તિ, મૃદુતા, સત્ય અને વિનયશીલતા તેમજ પરોપકારવૃત્તિ હતી. શાં. ૧૯૭૨થી પહેલી સુધી કરાચીમાં દાનોભાઈ ભણ્યા. અરજણભાઈની માતુશ્રી ભાણબાઇનો દાનાપર પૌત્ર પ્રેમ બહુ હોવાથી નવ વરસ પછી નાનેથી મોટો કરી ગુજરાતી બીજીથી ચોથી ચોપડી સુધી કચ્છ રવાપુરમાંજ ભણાવ્યો.

## સ્વધર્મનો પ્રે

શાં. ૧૯૭૯માં કરાચીમાં પાંચમી ગુજરાતી અને પહેલી ઇંગ્લીશનો અભ્યાસ મીશન સ્કુલમાં શરૂ કર્યો. ત્યાં સનાતન ધર્મની દ્રઢતા માટે નીચેનો બનાવ આપણને સચોટ ખાત્રી આપે છે. સી. એમ. એસ. હાઇસ્કુલમાં અભ્યાસ કરતાં એક હોંશીયાર છોકરા તરીકે પ્રસિદ્ધિમાં આવી માસ્તરોનો પ્રેમ બહુજ મેળવ્યો. સર્વ સાથે મળતાપણું કોઇને માઠું લાગે તેવું ન બોલવાની ટેવ અને બહુજ વિચાર પૂર્વક તેમજ સત્યથી વાતો કરવાનો તેમનો આગ્રહ. કલાસના વિદ્યાર્થીઓ બહુ મશ્કરી કરતા પણ તેમાં તે લક્ષ આપતાજ નહીં. એ રીતે અંગ્રેજીનો છ ધોરણ સુધી અભ્યાસ કર્યો. પછી દાનાએ સ્કુલના પ્રિન્સીપાલને નમ્રતાથી કહ્યું કે "**અહીં અમને ખ્રીસ્તી ધર્મનો વિષય ભણાવાય છે, તે અમારા માટે નકામો છે. જેથી હમણા અમને અમારાજ ધર્મનું શિક્ષણ મળવું જોઇએ.**" જવાબ મળ્યો કે, "**સ્કુલમાં રહેવાની જો ઇચ્છા હોય તો અહિંના કાયદા મુજબ વર્તવું જોઇશે, નહીં તો સ્કુલ છોડી દ્યો.**" પછી દાનાએ પ્રિન્સીપાલ અને માસ્તરનો ડર મુકી કહ્યું કે, "**ત્યારે મને સર્ટીફીકેટ આપો**" પછી ત્યાંથી સર્ટીફીકેટ લઇ દાનો

અને તેના પાંચ છ વિદ્યાર્થી મિત્રોએ બીજી શાળામાં અભ્યાસ શરૂ કર્યો.

## સાહિત્ય તરફ દ્રષ્ટિ.

મીશન સ્કુલમાં ચોથી ઇંગ્લીસ સાથે સંસ્કૃત લીધું. એ અરસામાં કરશનદાસ ન. માણેક આદિ મિત્રોએ મળી "ગુજરાત કુમાર સંઘ" સ્થાપી, વિદ્યાર્થીઓમાં ધર્મ અને રાષ્ટ્રહિત માટે ઉચ્ચ વિચારો કેળવવા શરૂ કર્યા હતા. એ સંઘમાં દાનોભાઇ સભ્ય બન્યા પછી અનેક સાહિત્યનાં પુસ્તકો અવલોકયાં અને લાયબ્રેરીઓ તેમજ ધર્મ વિષયક સભાઓમાં હાજરી આપતા તેમજ સ્કુલના વિદ્યાર્થીઓના પરિચયમાં બહુ આવતા.

## હિત સ્નેહીઓ.

દાનોભાઇ જ્યારે ચોથી ઇંગ્લીશ ભણુતા હતા ત્યારે અરજણભાઇને થયું કે, મારે દાનાને વધારે ભણાવવો છે, પણ મારી પાસે છુટથી પૈસા ખરચી શકાય તેટલા નથી. એ વાત નખત્રાણાના રામજી શામજી ભગત તથા તેમના પુત્ર વેલજી રામજી પાસે કરી. તેથી પિતા પુત્રે મળીને અરજણ ભાઇને બનતી મદદ આપવાનું કહ્યું અને વેલજીભાઇ, દાનાને નાનોભાઇ જાણુતા હતા તેમજ ગુજરાતમાંથી દાના સારૂ ફી મંગાવી દેવાની બહુ કોશીષ કરેલી હતી. તેમજ પોતે પણ વખતો વખત મદદ આપતા રહ્યા હતા. અને આપણાં સૌ બંધુ, બ્હેનો જાણે છે કે દાનો, વેલજીભાઇનાં ઘરનાં સર્વ માણુસોની સાચી પ્રીતિ મેળવનાર તેઓનું સંતાન હતું. એ રીતે દાનાભાઇનો અભ્યાસ આગળ વધ્યો તે માટે વેલજીભાઇના જીવનભર રૂણી રહ્યાની દાનાની સાચી ભાવના હતી.

તેમજ દાનાના કાકાઇ મામા લાલજીભાઇ શામજી નાકરાણી રત્નાપુરવાળા, દાનાને વિદ્યાભ્યાસ વધારવા માટે બનતી મદદ આપતા અને એજ ઇચ્છતા કે "અમારો ભાણેજ વિદ્યા પ્રાપ્ત કરી આગળ વધશે તો, તેની અને તેમનાં માવિત્રોની તથા અમારી પણ શોભા વધશે."

## હ્રદયની દઢતા.

સાઇમન કમીશનના કરાચીમાં આવવાને આગલે દિવસે ન્યુ હાઇસ્કુલના પ્રિન્સીપાલે સર્વ છોકરાઓને કહ્યું કે "સવારે હડતાલ છે. પણ તમારે સ્કૂલમાં આવવાનું છે." પછી પોતાની કલાશમાં ભણતા ચાર વિદ્યાર્થીઓએ સ્કુલ બ્હાર ભેગા મળી નક્કી કર્યું કે, "માતૃભૂમિની સ્વતંત્રતા મેળવવા માટે સવારે હડતાલ છે, તેમજ જબ્બર સભા ભરાવાની છે તેમાં આપણે બનતો ભાગ લેવો." એ વાતને પાંચે મિત્રોએ નક્કી કરી. પછી સવાર થતાં દાના સિવાયના બીજા સાથીઓ સ્કુલે ગયા. તેઓએ કરેલ સલાહની પ્રિન્સીપાલને ખબર પડતાં ધમકાવ્યા તેથી છોકરાઓએ પોતાના ઉમંગી વિચાર મનમાંજ માંડી વાળ્યા. દાનોભાઇ તે દિવસે સ્કુલે ન ગયા. જ્યારે બીજે દિવસે ગયો ત્યારે પ્રિન્સીપાલે કહ્યું કે "તમે અઇ કાલે સ્કુલે નોતા આવ્યા તેથી તમે હવે બીજી સ્કુલમાં જાઓ" પછી દાનાએ સર્ટીફીકેટ માગી ત્યારે પ્રિ. કહ્યું કે "તમારા પિતાને સવારે લઇ આવો અને સર્ટીફીકેટ લઇ જાઓ" પછી દાનોભાઇ બીજે દિવસે પોતાના પિતા સાથે સ્કુલમાં ગયા. ત્યાં પ્રિન્સીપાલે અરજણભાઇને કહ્યું કે "દાનો સર્ટીફીકેટ માગે છે, તેમાં તમારો શું વિચાર છે?" અરજણભાઇએ જવાબ આપ્યો કે "મને એમાં

કંઇ પણ ખબર ન પડે, એ દાનો જાણે, જેમ એ કહે તેમ કરી આપો. પછી પ્રિ. એક ચીઠી લખી દાનાને આપી ને પ્રિન્સિપાલે અરજણભાઇને ઉમંગથી કહ્યું કે "મેં દાનાને આટલે સુધી તાવ્યો છે. તેમાં મને જોવાનું એજ હતું કે, દાનો કેટલા બળવાન હૃદયનો છે. આજ ઉગતી યુવાન વયમાં દાનાની અડગ આત્મશ્રદ્ધાની જબ્બર હિંમત જોઇને હું ખુશી થયો છું."

## જ્ઞાતિ સુધારાની લગન અને કાવ્ય રચના.

દાનોભાઇ ત્રીજી ઇંગ્લીશનો શાં. ૧૯૮૧માં અભ્યાસ કરતા હતા ત્યારે મારો અને દાનાનો સંબંધ બંધાયો. તે વખતે મારા હાથમાં યુવકના ઉદ્‌ગારના પહેલા પુષ્પનું લખાણ હતું. એક દિવસે દાનાભાઇએ મને લખાણ વિશે પૂછ્યું. ત્યારે મેં મારા વિચારની સર્વ વાત કહી. (ત્યારે રામજી પચાણ પણ દાનાભાઇ સાથે હતા.) એ વાત સાંભળતાં દાનાભાઇએ મને કહ્યું કે, "તમે ગુજરાતી બે ચોપડી ભણેલ છો. છતાં આટલું બધું કાર્ય કરવા તઇયાર થયા છો. અને નારાયણજીભાઇ તથા રતનશીભાઇ તથા શીવજી કાનજી તથા હરજી લધા આદિ ભાઇઓ જ્ઞાતિ ઉદય માટે સત્ય સિદ્ધાંતના ઉમંગી વિચાર જ્ઞાતિ સમક્ષ રાખે છે. જેથી હું તો ગુજરાતી, ઇંગ્લીશ અને સંસ્કૃત ભણેલ છું, ભણું છું. માટે એ કાર્ય કરવાનો પૂર્ણ અધિકારી બની જ્ઞાતિ સુધારા માટે મારી ફરજ અવશ્ય બજાવીશ." પછી દાનોભાઇ ફુરસદના સમયે રાત્રે તથા દિવસે મારા સાથેજ રહેતા. તે વખતે અમો "પાટીદાર યુવક મંડળ લાઇબ્રેરીમાં" બેસતા. ત્યારે પહેલું પુષ્પ છપાઇ રહેવા આવ્યું હતું.

ત્યારથીજ દાનાભાઇએ કવિતાઓ લખવાની શરૂઆત કરી. જ્યારે કવિતાઓ લખતા ત્યારે એ કવિતાંઓ મને વંચાવતા અને કહેતા કે "ભાઇ! આજ આ કવિતા બનાવી છે." હું વાંચીને કહેતો કે મિત્ર! તમો થોડાજ દિવસોમાં આવી સારી કવિતાઓ બનાવો છો, તેથી કરી તમો આગળ જતાં કાવ્યોદ્ધારા બહુજ જ્ઞાતિ હિતનું કાર્ય કરી શકશો. એ વચનોના ઉત્સાહથી દાનાભાઇએ જે કાર્ય જ્ઞાતિ અને સમાજના હિત માટે કર્યું છે, એ ઉત્સાહી હ્રદયમાંથી આદર્શભાવ પ્રગટ થયા છે. તે જોવાથી આપને નિશ્ચય થશે.

## સાહિત્ય પ્રેમ.

દાનાભાઇનું સાહિત્ય અવલોકવા તરફ બહુજ ધ્યાન હોવાથી અનુકુળ પડતું સાહિત્ય હમેશાં મળતું રહ્યું હતું. તેઓ "શ્રી જૈન મિત્ર મંડળ લાયબ્રેરી" ના અને "ગુજરાત કુમાર સંઘ" ના મેમ્બર હતા. ત્યાંથી અનુભવ વધારવા માટે પુસ્તકો લઇ વાંચતા. તેમાં પણ કાવ્યના ગ્રંથો જોવાનો તેમને બહુજ ઉમંગ હતો.

દાનાભાઇએ મને કહ્યું કે આપણી પાસે પિંગળ હોય તો તેને જાણી માપસર કવિતાઓ બનાવી શકીએ. જેથી પિંગળ મેળવવાની તપાસ કરીએ. મેં કહ્યું કે આપણે મિત્ર મૌજીશોની મહાજનને પુછી જોઇએ, તેઓ આપણને પિંગળ મેળવી આપશે. પછી મૌજીભાઇએ મુંબઇથી રણ-પિંગળ મંગાવી આપ્યું. મૌજીભાઇએ અમુક છંદોના ગણ, તાલ અને માત્રાઓના માપ દાનાભાઇને સમજાવ્યા. પછી જે કવિતાઓ બનાવી તે મિત્ર મૌજીને બતાવેલ હતી.

શાં, ૧૯૮૫ના ચૈત્ર માસમાં મેટ્રીક ભણી રહ્યા પછી શરીર સાજું ન હોવાથી દાનોભાઇ તેના મામા નાનજી તથા લાલજી અને રામજી સાથે હવા બદલ માટે કચ્છ ગયા અને મામાઓને ત્યાંજ જમતા હતા. પાછળથી અરજણભાઇએ લખ્યું કે "તારાથી બની શકે તેવી નોકરી દેશમાં હોય તો તપાસ રાખજે." પછી દાનાએ માંડવીની પોસ્ટ ઓફીસમાં બનતી તપાસ કરી પણ ત્યાં માણસની જરૂર ન હોવાથી પાછા રવાપર ગયો. ત્યાંથી છ ગાઉ છેટે દયાપર ગામ છે, ત્યાં કામ પ્રસંગે ગયા. લખપતના શેઠ હંશરાજ ટલુ ઠક્કરે ગામ દયાપરના મફત છોકરા ભણાવવા માટે નિશાળ બંધાવી આપેલ છે, તેમાં માસ્તરની જરૂર હોવાથી દાનાએ શેઠ પાસે રૂબરૂ વાતચીત કરી. ત્યાં કચ્છી કોરી ૪૫ અને ત્રણ કોરી ઘરભાડું એમ કુલ કોરી ૪૮ના પગારે માસ્તરની જગ્યા શાં. ૧૯૮૬ના કારતક માસથી કરવાની મળી. તેમાં દાનાએ માવિત્રોની સહાનુભુતિ લેવાનો કરાચી પત્ર લખ્યો. અરજણભાઇએ પાછો જવાબ મુકયો કે તારી નજરમાં જેમ સારૂં જણાય તેમ કરજે. તારી તબીયત ઠીક હોય તો કરાચી આવજે. અને દિવાળીથી પહેલાં તમે બંન્ને જણાં દેશમાં જજો. (દાનાભાઇને બાળલગ્નનો અનુભવ નાનપણુથીજ થયો હતો તેથી બાળલગ્નના તો ખાસ કરીને વિરોધીજ હતા.)

દાનોભાઇ દેશમાં પોતાનાં સગાંસંબંધીઓને મળવા માટે પાંચ છ ગામ ફર્યા, તેમાંથી નવી નવી બહુ વાતો અનુભવી હતી. મિત્રો સાથે અથવા પોતે એકલા ગામમાં અને વાડીઓમાં ફરતા ત્યાં પુસ્તક સાથેજ રાખતા, તે એટલે સુધી કે સુઇ રહેતા છતાં પુસ્તક બાજુ-માં અથવા છાતીપર પડયું રહે. જેટલા સાહિત્યના શોખીન હતા,

તેટલાજ તે ચિત્રકળાના ઉમંગી હતા. મીશન સ્કુલમાં ડ્રોઇંગની પરિક્ષામાં પહેલે નંબરે પાસ થયેલ અને બે વખત ઇનામો મળેલાં. ચિત્ર કાર્યની બહુજ હોંશ હોવાથી ગામ રવાપરના જ્યોતિર્ધામની ભીંતો ઉપર કારીગરીનો નમુનો ખીમજીભાઇ સાથે મળીને આળેખ્યો છે.

## સિધ્ધાન્તનો નિશ્ચય.

દાનાભાઇને સ્કુલના વખતથી કરીને સનાતન ધર્મ પ્રત્યેનો પ્રેમ દિવસાનુદિવસ વધ્યે જતો હતો. આપણા એક જ્ઞાતિ ભાઇએ રવાપરમાં પોતાની વાડીએ દાનાને કહ્યું કે "તું પીરાણા પંથને માનતો નથી જેથી બહુ ભણ્યો પણ બરાબર લેને (માર્ગે) ન ચડયો." દાનાએ તેને પોતાની સર્વે ભાવનાની શાન્તિથી વાત સમજાવી અને કહ્યું કે "મને તમે ઠીક અથવા અઠીક કહેશો પણ હું તો સત્ય સિધ્ધાન્તોને બુધ્ધિપૂર્વક માનું છું. હવે હું મારા જીવનમાં એ પાખંડોને ગ્રહણ નજ કરી શકું." એ વીરતાથી તેમજ ધીરતાથી પોતાના અંતરથી ધારેલા કાર્યના અડગપણાનો પૂછનાર ભાઇને સરળ જવાબ આપ્યો. છતાં સામેના ભાઇએ કહ્યું કે, "દાના! વધારે ન બોલ! નહીં તો તને હું લપડ (તમાચો) મારીશ." દાનાએ કહ્યું કે "લપડ મારવી હોય તો એક નહીં પણ બે મારી લ્યો, પણ અસત્યનો સત્યપણેથી મારાથી તો સ્વીકાર નહિંજ થાય."

## અમર આશા

પછી અષાઢ માસમાં દાનોભાઇ કરાચી આવ્યા, ત્યારે પોતે શીખેલા સંસ્કૃત શ્લોકોનું કવિતારૂપે ગુજરાતીમાં ભાષાન્તર કર્યું અને તેથી પહેલાં શાં. ૧૯૮૪માં શ્લોકોનું ભાષાન્તર કર્યું હતું. તેમજ બીજી કવિતાઓ લખીને તેના ઉચ્ચ ભાવ અમો મિત્રોને સંભળાવતા હતા

તે વખતે દાનોભાઈ સરસ્વતીચંદ્રના ત્રણ ભાગ વાંચી, ચોથો ભાગ વાંચતા હતા. અમો મિત્રોને પોતાના ઉમંગી ભાવનાથી કહ્યું કે, "હું જ્ઞાતિ સુધારા માટે આદર્શ ભાવનાથી એક નોવેલ લખીશ." ત્યારે અમોએ કહ્યું કે, ભાઈ ! તું લખીશ તો તારા કાર્યને દિપાવવા અમો અમારી બનતી ફરજ બજાવીશું. તે દિવસથીજ ઉત્સાહી મિત્રે લેખ લખવા શરૂ કર્યા, તે ખીમજીભાઈને તેમજ મને સાંજે બતાવ્યા. બીજે દિવસે આપણી જ્ઞાતિના ભાઈની આઠ માસની પુત્રીનું મરણ થતાં, દાનોભાઈ સ્મશાને ગયા. રસ્તામાં મુળજી શીવદાસ સાથે જ્ઞાતિ સુધારાની, સાહિત્ય અવલોકનની, સ્વધર્મ પ્રચારની, કવિતાઓ બનાવવાની રસમય વાતો કરી. રસ્તામાં દાનાના પગ ઉઘાડા હોવાથી ઠંડી લાગતાં બીજે દિવસે તાવ ચડી આવ્યો, વૈદ્યો, ડોકટરોની અને હકીમની દવાઓ લીધી, છતાં તાવ વધતોજ ગયો. સગાં સંબંધી, મિત્રો દિવસમાં ત્રણચાર વખત જોવા આવે અને પુછતાં ત્યારે જવાબ આપતા કે, "હું સાંભળું થોડું છું, તાવ સીવાય બીજું કંઈ નથી." કરસનદાસ, માણેક અને બીજા મિત્રો દાનાને જોવા આવતા તેને પણ એટલોજ જવાબ. પછી સાં. ૧૯૮૫ના શ્રાવણ શુદી ૧૫ ની અર્ધરાત્રીયે માવિત્રોનો, મિત્રોનો, પાડોસીઓનો અને જ્ઞાતિનો અહા ! સમસ્ત સમાજ અને દેશનો ઉગતો આશાવન્તો યુવાનવીર સૌના જોતજોતામાં પ્રભુના દિવ્યદ્વારે ચાલ્યો ગયો.

મિત્ર મુળજીનું અંતઃકરણ તો આજેય સ્મશાનના માર્ગે કરેલ વાતોનું પુનઃ સ્મરણ કરીને કહે છે કે "મેટ્રીક ભણેલ અને અનુભવી તેમજ પ્રેમી, સર્વ સદ્‌ગુણો યુક્ત મિત્રનો જ્યારે ગાઢ પરિચય થયો ત્યારે તો વિખુટોએ થઈ ગયો ! આપણે ધારીએ છીએ એક અને થઈ જાય છે બીજું !!"

ઓ પરમપૂજ્ય પતિતપાવન જ્ઞાતિના ધર્મપ્રેમી ઉત્સાહી નવયુવાનો! એ દિવ્યદ્વારે ગયેલ મિત્રના ચિંતવેલ વિચારોને જ્ઞાતિમાં પ્રચાર કરવાની તમારા શિરે આજ મોટી ફરજ છે. જેથી દાનાભાઇના અધુરા રહી ગયેલા લેખો પૂર્ણ કરી, જ્ઞાતિમાં પ્રચાર કરવા આજથી કમર કસજો. એજ મિત્ર દાનાની અમર આશા છે.

## સ્મરણાંજલિ.

દાનાભાઇના અંતઃકરણમાં સ્વજ્ઞાતિની ઉન્નતિ કરવાની, નીખાલશપણે પ્રભુની ભક્તિ કરવાની સાચી લગન હતી. તેનું પ્રમાણ એ ઉત્સાહિએ બનાવેલાં કાવ્યો છે. તેમાં જે ઉંડા ભાવ ભર્યા છે તેના લક્ષના ઉંડાણમાં ઉતરતાં પાર આવતો નથી. પુષ્પ બીજામાં જે મિત્રના નામે કવિતાઓ છે તે દાનાભાઇની છે. આ પુષ્પમાં જે શંવત ૧૯૮૨ નાં કાવ્યો છે તે મિત્ર મોજી મહાજન પાસે શુદ્ધ કરાવીને દાનાભાઇએ મને આપેલાં અને પોતાની ચોપડીમાં લખી રાખેલાં હતાં. તેમજ બીજાં કાવ્યો શાં. ૧૯૮૪ માં લખેલાં તે વખતે હું કચ્છમાં હતો. તે કાવ્યો ચોપડીમાં લખી રાખેલાં છે તેમાંથી થોડાંક કાવ્યો આ "પુષ્પ" માં લીધાં છે. બીજા ૧૧૦ શ્લોકોનું ભાષાન્તર કવિતારૂપે ગુજરાતીમાં કર્યું છે. બીજાં ૩૦ થી પણ વધારે કાવ્યો ભીન્ન ભીન્ન વિષયોના છે તે પ્રસંગ આવતાં સંઘ દ્વારા પ્રગટ થશે.

દાનાભાઇએ મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો, તે ભણ્યા તેમજ બહુ ગણ્યા હતા અને બીજું બહુ રીતે જ્ઞાન મેળવ્યું હતું. તે જ્ઞાન દરેક નવયુવાનોને આપી અજ્ઞાન અંધકારથી મુક્ત કરી પ્રકાશ માર્ગમાં લઇ જવાના મોંઘા મનોરથો તેમણે મનમાં ચિંતવ્યા હતા. વીરના અમર ધામમાં જવાથી એ ઉત્તમ કાર્ય અપૂર્ણ રહ્યું.

આપણી જ્ઞાતિરૂપી સમુદ્રમાં બહુ રત્નો છે, છતાં અંતરમાં સાચી લગની રાખનાર એ પણ એક રત્ન હતું. મિત્રો! તે ખોવાયલા રત્નના મહામૂલ્યને આપણા લુહાણાના અને જૈનના મેટ્રીકનો તેમજ બી. એ. નો અભ્યાસ કરનાર દાનાભાઇના મિત્રો અને બી. એ. નો તેમજ શાસ્ત્રજ્ઞાનનો અભ્યાસ કરનાર, દાનાભાઇને જ્ઞાન દેનારા શિક્ષક, ગુરૂ કરશનદાસ માણેક જેવા વિદ્વાનો જાણે છે. આપણને આજ જ્ઞાતિ બંધુની જરૂરી ખામી પડી છે પણ આપણા એ વિદ્વાન બંધુઓને, "ગુજરાત કુમાર સંઘનો ઉદ્દેશ ફળીભુત કરવામાં તો સાચા અને નિર્ભય કાર્ય કરનાની ખામી આવતાં એ સર્વ મિત્રોનાં અંતઃકરણ દાનાભાઇની સાદાઇ અને સજ્જનતાને સંભારી રહ્યાં છે.

દાનાભાઇએ "ગુજરાત કુમાર સંઘના" સભાસદ થઇને અને બીજા અનેક વિદ્વાનોનાં વચનામૃતોથી, ગીતા. વેદો અને ઉપનીષદોના રહસ્યના અમૃતનું પાન કરી શા. ૧૯૮૧માં શુદ્ધ બુદ્ધ યુકત બન્યા અને પીરાણાના પ્રપંચો ત્યાગી, સત્ય સનાતન વૈદિક ધર્મના આદર્શ સિદ્ધાંતોનું પાલન કરી જીવન સાદું અને ઉચ્ચ બનાવ્યું હતું. કેમકે સોપારીનું પણ એ નવયુવાન મિત્રે વ્યસન નોતું સેવ્યું! છેલ્લાં બે વરસોથી મહાત્મા ગાંધીના સત્ય સિદ્ધાંતના અનન્ય પ્રેમી ભક્ત બન્યા હતા અને "નવજીવન" વાંચીને જીવન ઉચ્ચ બનાવવાનું તો નીયમજ હતું. તેથી વિદેશી કપડાં ત્યાગીને શુદ્ધ સ્વદેશી ખાદીનાં કપડાં શરીરપર ધારણ કર્યાં હતાં અને બીજા ભાઇઓને ખાદી ધારણ કરાવવાનો વિચાર હતો. તે કરાચીમાં કોંગ્રેસનું કાર્ય કરનાર રણછોડ લાઇનમાં રહેતા મ. પુનાભાઇ જેવા અને બીજા અનેક જૈનભાઇઓ જાણે છે, તેમજ આપણેય જાણીએ છીએ એવી ઉચ્ચ ભાવના

**સેવનારે સાચી આત્મીક શુધ્ધિ કરી લીધી હતી, તેમજ મિત્રોને એ અમૃતની ગુટીકાનું પાન કરાવવાની મનમાં ઉંડી ધારણા હતી.**

એ વીર આપણાથી અલગ થતાં, સમાજ હિતચિંતક ભાઇ અને બ્હેનો પ્રભુને પ્રાર્થી રહ્યાં છે કે "આપતો દાના જેવો સદ્ગુણી પુત્ર આપજે. જેથી સર્વની ઉન્નતિ કરવા ફર્જ બજાવીને અમોને કૃતાર્થ કરે" એવા ભાવનામયી વીરના સ્વધામ તરફ પ્રયાણ થતાં, તેનાં ચિંતવેલ સઘળાં કાર્યો અધુરાં રહ્યાં ! તેથી **મિત્રની ફર્જ તરીકે, સેવા ભાવે અથવા શિષ્ય ભાવે, મિત્રના આદર્શ જીવનની સમૃતિ** રાખી, તેનું અનુકરણ કરવા "યુવકના ઉદ્દગાર અને ભ્રાતૃભાવ" ના ઉદ્દેશનું પુષ્પ સંગ્રહ કરવાનું અને લખવાનું કાર્ય કર્યું છે. તેમાં પ્રથમ દાનાભાઇએ મને બહુજ અગત્યની સુચનાઓ આપેલી છે. તે તો મારાથી જીવનપર્યંત ભૂલાશેજ નહિ. વર્તમાન સમયે ભીન્ન ભીન્ન તંતુરૂપે જ્ઞાતિનું જીવન પ્રસર્યું છે તેને એક કરવા આ પુષ્પમાં આલેખીને ગુંથ્યું છે. તેમાં દાનાભાઇના દૂધ જેવા વિશાળ વિચારોન સાથે મારા છાશરૂપી અલ્પ વિચારો મેળવીને તેનું દહીં આ "પુષ્પ" રૂપી દોણામાં ભરીને આપની પાસે મુક્યું છે, તેને સર્વે વાંચક સુજ્ઞ મિત્રો ! ઉંડા તાત્વીક વિચારોથી મંથીને સારરૂપી માખણ ઉતારી, તેને શુધ્ધ હૃદયના પાત્રમાં ભરીને, મનનની અનુભવરૂપી અગ્નિ ઉપર ખુબ તાવી, ઘી બનાવી પછી તેમાંથી સદ્દવર્તનરૂપી નીતિરીતિનાં શાસ્ત્રોએ વર્ણવેલ ધર્મામૃતરૂપી મિષ્ટાન બનાવી, તેને આરોગી આપના અમુલ્ય જીવનને પુષ્ટ બનાવજો અને બાકી વધેલી છાશ દૂર ફેંકી દેજો.

## વડીલ નેતાઓનું સ્મરણ.

*આપણી કચ્છની જ્ઞાતિને પીરાણામાં જકડાયલી જોઇ, ગુજરાતમાં રહેનાર આપણી જ્ઞાતિના આદ્ય સુધારક **પુરૂષોતમદાસે લલુભાઇ પરિખનું** અંતઃકરણ દ્રવ્યું અને કહ્યું હતું કે ૧'અમારાથી જુદી પડીને કચ્છમાં વસનાર જ્ઞાતિના અંગને, ગુજરાતમાં રહેતી જ્ઞાતિના વિશાળ અંગ સાથે પરિષદે ભરીને અંતે અવશ્ય એકયતા કરાવીશ" એ ભાવનામયી વડીલ નેતાના પરલોકવાસી થવા પછી, ગુજરાતના આપણા આગેવાનો કચ્છના કણબીઓને સુધારવા પ્રયત્ન કરતા રહેશે એવું અમો ઇચ્છીએ છીએ.

તેમજ કરાચીમાં રહેતા આપણા ભાઇઓને પીરાણાથી છોડાવવાની જીવનપર્યંત તન, મન અને ધનની મદદો આપી અતિ પુરૂષાર્થ કરનાર, જ્ઞાતિ સુધારારૂપી નાવના વયોવૃધ્ધ સુકાની એક નાનજી પચાણ નાકરાણી અને બીજા ખેતશી ડોસા પોકાર અમોથી વિદાય થતાં પરલોકવાસી થયા ! એવા મહાન વિચાર દાતાઓના અમો તરૂણ નવયુવાનોને બહુ ખોટ પડી ! પણ પાછો લાભ મેળવવા માટે અમોને જ્ઞાની અને પ્રભુના સાચા ધ્યાની, મેટ્રીક સુધીના કરેલ અભ્યાસીએ દર્શન આપ્યાં, પણ તેય વીર પ્રભુને દિવ્ય દ્વારે ગયો ! એ તરુણની આજ અમો યુવાનોને જબરી ખોટ પડી છે !! તે ખોટ **મિત્ર દાના** જેવા દિર્ઘ વિચારવાળા અન્ય યુવાનો તૈયાર થતાં સુધી પુરાશે નહીં.

---

*"કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઇતિહાસ" વાંચો

૧ નારાયણજીભાઇએ કરાચીમાં કહેલું હતું તે સ્મરણ.

## વિયોગ.

સાહિત્યના ઓ ભોગી ભમરા! તું ગુંજારવ ક્યાં કરે ?
વિદ્યા કમળવન ત્યાગીને ક્યાં રસિક તું ઉડતો ફરે ?
તુજ ગુંજની અમ શ્રોત્રમાં વાયુ લહરીઓ આવતી
દ્રષ્ટિ દોડે દશ દિશે પણ તુજ વિના નહિં ભાવતી.
પ્રભુ ગૃહે હસતો ગયો તું, મિત્ર સૌ રોતા રહ્યા;
દર્શન થવા તુજ આત્મનું બ્રહ્માંડમાં જોતા રહ્યા.

તા. ૨૩-૮-૨૯ સંવત ૧૯૮૫ના શ્રાવણ વદ ૩ શુક્રવારની સવાર.

## અકળામણ.

### મંદાક્રાન્તા.

વ્હાલા મ્હારા ગુણી પ્રિય સખા ! આજ તું ક્યાં હઈશ ?
"ઓ આવું છું" ધીમું ધીમું ફરી એમ ક્યારે કહીશ ?
સ્નેહે પુષ્પો અંતરનાં પ્રિય હૃદય ક્યારે ગ્રહીશ ?
તારી ઝાંખી ફરી કરી સખા ! સુખ શાન્તિ લઈશ.

તારીખ ઉપરનીનો બપોર.

## પ્રવાસી પંખી

(ભાઈ મુજે બતાદો, વહ કોન ગા રહા હૈ—એ રાગ)

પ્રિય સત્ય શોધનારા ઉડી તમે ગયા ક્યાં ?
મિત્રો સુના કરીને ઉડી ઉંચે ગયા ક્યાં ?
કાર્ય લીધેલ હાથે તું થીજ પુરૂં થાશે ?
ત્હારા વિના એ કોને કહે મિત્ર! તે ભળાશે ?

સત્કાર્યના ઉલ્લાશી સાહિત્યના વિલાશી ;
એ પ્રેમ અમને દેજે ઓ શાન્તિના પ્રવાશી !
રહી રાત બાકી થોડી દે ગાઢ નીંદ છોડી;
બનવા ફરીથી જોડી વીર આવ વેગે દોડી.

તા. ૨૪–૮–૨૯ શાં. ૧૯૮૫ના શ્રાવણ વદ ૪ શનીવારની સવાર.

## એક યાદ.

સદ્ગુણ તણા ભંડાર મ્હારા મિત્ર આજે કયાં રહ્યો ?
જે ભેટવાનો કોલ તેને ભૂલી તું શીદને ગયો ?
હા ! વાત ત્હારી ગુઢ જ્ઞાની, પ્રિય મધુરી બહુ હતી;
હું તૃપ્તિ પામીશ તે સમે એ કાવ્ય સાંભળવા થકી.
આ ભૂમિને આકાશમાં નેત્રો ઉઘાડી જોઉં છું;
દર્શન નથી ત્હારા થતાં, હરનિશ હું તો રોઉં છું.
આનંદ હૈયે અર્પવા ફરી મુખડું દેખાડજે;
તુજ મિત્ર જેવું કાર્ય કંઇ કંઇ વીર ! ઓ બતલાવજે ?

શ્રાવણ વદ ૪ શનીવારની સાંજ.

## મિત્ર હ્રદય

—રાગ માઢ—

મિત્ર અમારો, પ્રેમી એ પ્યારો સાંભરે વારંવાર—ટેક.

માત, પિતા, મિત્રો, નાર તજીને કર્યો પ્રભુથી સંબંધ;
શાન્તિ ધારક દંભ નિવારક, તે વીણ સુના "સંઘ"રે મિત્ર૦

સાહિત્ય બાગના માળી થવાની તેને હતી અતિ હોંશ
આશ અમુલી રહી ગયાનો થાયે બહુ અફસોસ રે. મિત્ર૦
બાળ દયાપર વાળા સહુ મળી જોતા તા વીરની વાટ;
"કેળવણી દેશે ભાઈ અમોને" ભાંગી ગઈ અભિલાષરે. મિત્ર૦
યુવક મિત્રો ! સાંભળજો, એ વીરનો ઉદ્દેશ;
જ્ઞાતિ મહિં ઘરોઘર ફરીને પ્હોંચાડજો સંદેશ રે. મિત્ર૦
અમર ધામમાં વીર જવાથી પડી ગઇ બહુ ખોટ;
સાચો કવી એ ચાલ્યા ગયાનો આપવો કેને દોષ રે. મિત્ર૦

## મિત્રને કહેણ.

સંઘે મળીને મિત્રો સૌએ કહીએ તુજને વીર!
કાવ્યોનો અમને આનંદ દેવા, ધારજે સ્થુલ શરીર રે. મિત્ર૦
સાહિત્યના શૂર બહુ મધુરા શ્રોત્રે મહીં સંભળાવ;
સત્વર આવી મિત્ર ! સહુને કંઠે કર ભરાવ રે. મિત્ર૦
આદર્શ આચારી વિદ્યા બહુ તારી ભાઇઓને શીખડાવ;
ઉમંગી થઇ રહેલ મિત્રોને પ્રેમના પાઠ લખાવ રે. મિત્ર૦
અમર દેશના પ્રવાશી પંખી ! ફફડાવ ત્હારી પાંખ;
એ પાંખ મહિં અણમોલી જોવા આત્મીકતાની ઝાંખરે. મિત્ર૦

ઓ વ્હાલા પ્રભુ !

મિત્રના કાર્યો પૂરણ કરવા દેજે અમોને જ્ઞાન;
સાહિત્યનું ગુઢ તત્વ જાણીને થાયે ધર્મનું ભાન રે. મિત્ર૦
તારે દ્વારે આવેલ વીરને આપજે અમર ધામ;
જ્યોતિ તેની તુજ જ્યોતિએ પેટજે, પ્રાર્થીએ દીલારામરે મિત્ર૦

તા. ૩-૯-૨૯ શાં. ૧૯૮૫ શ્રાવણ ०)) મંગળવારની સવાર

# મિત્રનું સ્વરૂપ.

(વ્હાલા કૃષ્ણ બોલાવ ગોકુળ મને—એ રાગ)

મિત્ર ! શોધો સ્વરૂપ વિવેકે કરી;
વૃત્તિ અંતર માંહિ ઉમંગે ભરી—ટેક.

હૃદય પત્રે પુષ્પની;
એ પાંખમાં નિશદિન રહ્યો
ભ્રાંતિથી તે દૂર ભાસે;
અનુભવ્યે નિજમાં રહ્યો.
તેને જાણી લેવો ગુરુ જ્ઞાને કરી—મિત્ર૦

સૂર્ય, ચંદ્ર વરૂણ આદિ;
તત્વમાં પૂરણ ભર્યો;
બ્રહ્માંડને જગ આકૃતિની;
સર્વ સ્થાને સંચર્યો.
તેને અંત આદિ ને મધ્ય નહીં—મિત્ર૦

સૃષ્ટિના એ મિત્રનું;
સ્વરૂપ તો ચૈતન્ય છે;
સતચિતને આનંદ એવા;
બહુ દયાળુ ઇશ છે.
તેનુ દર્શન અનુભવ શોધે થશે—મિત્ર૦

જે માન્યું મારૂં આ જગે;
તે તો અહિંજ રહી જશે;
આ દેહને પરિવાર અંતે;
ત્યાગવાનું તો થશે.
તેથી પરમ પિતાનું શર્ણું ગ્રહી—મિત્ર૦

વેદો તણા સિધ્ધાન્તથી;
આ જીવન તો ઉજવળ થશે;
મુક્ત આનંદ પામવાનું;
યુવક એ નિશદિન કહે.
અંતે ૐ પ્રભુનું ધ્યાન ધરી—મિત્ર૦



१९

## મસ્તાન પ્રેમી.

### હરિગીત.

પ્રેમી હૃદયમાં પ્રેમનાં શુદ્ધ પ્રેમ બિન્દુ ટપકતાં;
એ પ્રેમથી પ્રેમી સહુ બસ પ્રેમ ઘેલાં થઇ જતાં.
તે પ્રેમના માદક મહીં દીલ પ્રેમમય ભમતું રહ્યું;
કહેવાય નહિ તે પ્રેમને દીલ પ્રેમીમાં એકજ બન્યું.—(૧)

સ્વરૂપ જોવા પ્રેમીનું દીલ ધ્યાન પ્રેમે બહુ કર્યું;
વળી પ્રવેશે પ્રેમીમહિં અદ્વૈત થાવા આદર્યું.
પૂર્ણત્વ એકજ તત્વ જોવા, મિત્ર ચરણે શિર નમ્યું;
અપરોક્ષ એવા મિત્રમાં દીલ પ્રેમીમાં એકજ બન્યું—(૨)

શુદ્ધ પ્રેમીની એ પ્રેમતાને વર્ણવું શું પ્રેમથી;
એ પ્રેમની તે પ્રેમતાને વર્ણવી જાતી નથી.
પ્રેમી મહિં રસમય થતાં આનંદથી મનડું દ્રવ્યું;
આદર્શ પ્રેમે લગનથી દીલ પ્રેમીમાં એકજ બન્યું—(૩)

## સૂચના.

ભાઇઓ ! પાછળના સંવાદમાં જે નામ લખેલ છે તે વ્યકિત ઉપર નથી. એ નામ ઘણા નામ સાથે મળતાં હશે તેથી કોઇએ નારાજ ન થવું.

આ પુષ્પ વાંચીને કોઇ પણ વાતનો ખુલાશો મેળવવો હોય તો મને રૂબરૂ મળીને કહેજો, અથવા પત્ર લખજો. બીજું મારો વધારે વિદ્યાભ્યાસ ન હોવાથી પુષ્પમાં દોષ રહી ગયા હશે. તે મને જણાવશો તો હું બીજી આવૃતિ વખતે સુધારી લઇશ.

## શુદ્ધિ પત્ર

| પાનું. | લીટી. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૮ | અકૂનુળ | અનુકૂળ |
| ૧૦ | ૨ | ગુણા | ગુણ |
| ૫૧ | ૨ | હડ | હળ |
| ૫૫ | ૬ | દેખતાં | દેખાતાં |
| ૫૫ | ૧૭ | મુખની | મુખીની |
| ૫૬ | ૧ | મારાક | મારા કને |
| ૮૨ | ૧ | બ્રહ્માનષ્ઠ | બ્રહ્મનિષ્ઠ |
| ૮૮ | ૨૦ | આપનાજ | આપનીજ |
| ૧૦૦ | ૧ | વધારે | વધારે |

# મિત્ર દાનાભાઇનાં કાવ્યો.



## પ્રભુ પ્રાર્થના

### દોહરો.

ઇષ્ટ પ્રભુ! તું એક છો સકળ વિશ્વનો રાય;
અખંડ અવિનાશી નમું દ્વિકર જોડી પાય.
વિશ્વાધાર અપાર તુજ કળા કળે નવ કોય:
નિર્વિકાર છે: નિત્ય તું વ્યાપક વિશ્વ વિષેય,
દીનાનાથ દીન દાસની અર્જ ધરો ઉર ધ્યાન;
કૃપાસિંધુ જગમાન્ય તુજ કથા ધરે સૌ કાન,
નારાયણ તમ નામની કરૂં હમેશાં સેવ;
રાજાના રાજા તમે દેવોના પણ દેવ.
રચના આપે રમ્ય આ રચી ખરે સંસાર.
અવર્ણ માયા દીસતી હે પ્રભુ! અપરંપાર.
અનેક નામી તું પ્રભુ સદા સચ્ચિદાનંદ
વારંવાર હું પ્રેમથી કરૂં પ્રણામ અખંડ.
સેવક આ "દાનો" સદા આપ ચર્ણનો દાસ.
પ્રભુ જગતમાં સર્વની પુરણ કરજો આશ.

તા. ૮-૫-૨૬. સં ૧૯૮૨ના બીજા ચઈત્ર વદ ૧૧ શનિ.



# પ્રભુને વિનંતી.

## ગઝલ.

પ્રભુ! અમ વાડીમાં ક્યારે ફળો અમૃતતણાં ફળશે;
સળગતા દંભ દાવાનળ કહો કેવી રીતે ટળશે?
ભમ્યા બહુ ભુલથી ભારી ન જોયું સત્ય નિહાળી;
હવે એ ભૂલ ભ્રમવાળી કહો કેવી રીતે ટળશે?
વિત્યાં બહુ વર્ષ વિશ્વાસે પ્રપંચી પંથ પર ચાલી,
હવે એ દંભને છેદી પ્રભુ! સન્માર્ગ ક્યાં મળશે?
સમજ નહીં સત્યની આવી ન સમજ્યા ભેદ ભાવિના
સમજ સાચીતણા સ્વર તે હવે ક્યારે ઉરે મળશે!
રિવાજો બાળ લગ્નોના ખરેખર ત્રાસદાયક જે;
સદા એ માંદલા રહીને બિચારાં ક્યાં લગી ગળશે?
ટળે જો કોમની ભ્રાંતી મળે દિર્ઘાયુને શાન્તી;
સુકોમળ બાળની હોળી હજી એ ક્યાં લગી બળશે?
કથ્યું આ દુખ બાળકનું નથી આ જીભથી જાતું;
અતિશે સુખ તો થાશે રૂઢી જો રાખમાં ભળશે.
સદા આરોગ્ય આનંદે રહેશે બાળ જ્ઞાતિના;
વચન "દાના" તણું ક્યારે પ્રભુ! પ્યારા કહો ફળશે.

સાં. ૧૯૮૨.



# દિવ્ય સ્વર.



## હરિગીત.

મમ જ્ઞાતિ સરિતાના પ્રવાહો ભિન્ન ભ્રાન્તે જે થયા;
અજ્ઞાન ખડકોએ કરી જુદા પડી જાયે વહ્યા.
જુદાં પડેલાં વ્હેણુ તે શું ? એક મહાનદ ના થશે ?
એ દિવ્ય સ્વર કાને સુણ્યો કે ! સો થશે એ સો થશે.

જ્ઞાતિ મહીં વ્હેમો તણી ભીંતો વચ્ચે બંધાઇ જે;
સોખંડ સમ લાગે ભલે તોયે નક્કી તૂટી જશે.
પણ શુદ્ધિના ચક્કર મહીં ચચરાઇ ચૂરણ ના થશે ?
એ દિવ્ય સ્વર કાને સુણ્યો કે! સો થશે એ સો થશે.

કુસંપ કુંપમાં કોમ મુજ આજે પડી કચરાય છે;
વળી દ્વેષને દુઃખ કલેશ કંટકમાં પડી ચચરાય છે.
દુઃખમય ગતિ જ્ઞાતિ તણી સુખ શાંતિમય શું ના થશે ?
એ દિવ્ય સ્વર કાને સુણ્યો કે ! સો થશે એ સો થશે.

ક્યારે થશે એ એ બધું હું ઉચરૂં સ્વર સ્થાનમાં;
પ્રત્યુતરે પણ "સો થશે નવયુવકો ઉદ્યાનમાં".
આ પ્રાણ પુરણ જ્ઞાતિના નવયુવકો ઉઠો હવે;
તમ જીંદગીમાં જ્ઞાતિ જ્યોતિને જગાડો આ સમે.

તા. ૯-૬-૨૭. સાં. ૧૯૮૩ જેઠ સુદ ૧૦ ગુરૂ

## એક અવાજ.

### હરિગીત.

જો મિત્ર! આપણુ જ્ઞાતિની કેવી દશા છે આજની !
વિદ્યા નથી લક્ષ્મી નથી ને સંપ તો કાંયે નથી
અજ્ઞાન છે અંધેર છે વળી ઝેર છે ને વેર છે! !
રીતિ રિવાજો દુષ્ટથી વરતાય કાળો કેર છે !

આ છે છતાં એ છે પણાંની જ્ઞાતિ જનને ભાન ક્યાં ?
એ છે ભયંકર રોગ પણ એ રોગની તો સાન ક્યાં !
જ્ઞાતિ જનોમાં રોગની પીડાતણી પિછાન ક્યાં ?
શું રોગ છે એ રોગ કેરી ઓષધિની જાણ ક્યાં ?

સાં ૧૯૮૫. અષાઢ સુદ ૧૫ રવી



## સાચો વિશ્વાસ.

### મનહર છંદ.

પરમ કૃપાળુ પ્રભુ કરૂણાળુ કૃપાનાથ;
દયાનિધિ દીન પર દયાના દાતાર છે.
નથી અન્ય કોઇ એવો દયાળુ પ્રભુના જેવો;
તેથી સેવો દેવો એવો જેથી દુ:ખ જાય છે.

તમે તેને તજી અન્ય ભજીને શું પામ્યા સુખ
સુખ વિના દુઃખ ઘણું પ્રભુ તજે થાય છે.
દાના ! "દાનો" દાખે એની દયા ઘણી આપ જુઓ;
પ્રભુ પુર્ણ કૃપા થકી શાંતિ સુખ થાય છે.

તા. ૧૬-૫-૨૬, સાં. ૧૯૮૨ વઇશાખ સુદ ૫ રવી.



## એક યાદ.

### હરિગીત.

શુભ કાર્યવાહક જ્ઞાતિના થઇ જ્ઞાતિ હિતના કંઇ કર્યું
તો કાર્ય વીણ બની કાર્યવાહક ડાળ કીધે શું વળ્યું ?
નિજ ધર્મ રાહે ચાલીને સત્કર્મ જો કંઇ ના કર્યાં ;
જાણ્યા છતાં છાના રહ્યા તો પાપના ભાગી ઠર્યા.
પોતાતણા હિત કાજ સુત્રો સજ્જને સરજ્યાં ઘણાં ;
પણ સુત્ર સમ ચાલ્યા કરો, તો સુત્ર સમજો તમ તણાં
ધન મોહના લોભી બની જ્ઞાતિ હિતે ના વાપર્યું ;
ધન ધૂળ સમ મિથ્યા થવાનું સાચવ્યાથી શું વળ્યું ?
જે જ્ઞાન ગુરૂથી મેળવ્યું ના જ્ઞાન આપ્યું અન્યને,
એ જ્ઞાન તો શા કામનું આપ્યું નહિ પરજન્યને.
"દાના" પ્રમાદે સુખ સમજી લહેરથી ઉંઘી રહ્યા ;
ખોયું બધું જીવન અરે ! દિન તો બધા ચાલ્યા ગયા.

સાં. ૧૯૮૨.

## જ્ઞાતિ સુધારાની અભિલાષા રાખનાર ઉત્સાહિઓને ઉદ્દેશીને બનાવેલું મીઠું ગીત.



(વ્હાલા! કૃષ્ણ બોલાવ ગોકુળ મને. એ રાહ.)

જ્ઞાતિ બાગ સુધારો સુમાળી બની;
આંહી વિવિધ રોપ રોપાવી કરી.
જ્ઞાતિ બાગે ગ્રીષ્મ કેરો,
ચંડ વાયુ વાય છે;
બાગનાં ફળ ફુલ વૃક્ષો;
કુમળાં કરમાય છે.
સીંચી વારી સુધારો સુમાળી બની. જ્ઞાતિ.

વજ્ર તુલ્ય થઈ વસુધા
અધિક ઉગ્ર એ બાગની;
તૂલ, તુલ્ય રૂપ દેવા;
ભાળ લ્યો એ બાગની;
જ્ઞાન ગુણ હળથી સુંવાળી કરી. જ્ઞાતિ.

અજ્ઞાન વાદળ દળ થકી આ;
બાગ ઘેરાયો દીસે;
કરભાનુ પ્રગટાવી દીયોને;
જ્ઞાન રોશન ચોદિશે;
ભાઈ! પ્રેમ નજરથી નીહાળી કરી. જ્ઞાત.

ડગમગાવે બાગ વૃક્ષો,
પ્રલય વાયુ જોશથી;
થરથરાવે કુસુમ કુમળાં;
પ્રચંડ ચંડી ઘોષથી.
વિરા! ઓથ કરોને દુઃખાદિ સહી. જ્ઞાતિ.

ભાન ભૂલી ભટકતા,
અજ્ઞાનના ઓછાડમાં,
બુદ્ધિ શુદ્ધિ નાશ થઈ;
એ કુપથના સંવાડમાં;
સાચો જ્ઞાન મારગ બતાવી દઈ. જ્ઞાત.

શુદ્ધિનું બ્યુગલ હવે;
પુર જોશથી વગડાવશો;
ઐકયતાનો નાદ ગેબી;
જ્ઞાતિમાં ગગડાવશો;
બંધુ! સેવક ભાવ ઉરમાંહી ધરી. જ્ઞાતિ.

તા. ૨૮-૧૨-૨૬. સાં. ૧૯૮૩ માગસર વદ ૯ મંગળ.



## ઉત્સાહ.

### ભુજંગી.

સદા ભ્રાત ચિત્તે ઘણો હર્ષ રાખો પછી સ્વાદ ઉત્સાહનો આપ ચાખો;
ઉમંગી બનો બંધુના હીત કાજે, સદા કાર્ય ઉત્સાહથી પૂર્ણ થાશે.

હશે જો કદી કાર્ય કો કષ્ટદાઇ, થશે ધૈર્યને ખંતથી તેહ ભાઇ!
હશે દૂર તે સદ્ય સન્મુખ ભાસે, સદા કાર્ય ઉત્સાહથી પુર્ણ થાશે.
જુઓ છે ઘણી રીત ભાતો કઢંગી, કરો તેહનો ત્યાગ છે દુષ્ટ સંગી.
સુનીતિ સુરીતિ ધરો આપ પાસે, સદા કાર્ય ઉત્સાહથી પુર્ણ થાશે.
તમો જ્ઞાતિના હીતમાં માન આણો, થશે ઉન્નતિ એમ આશા પ્રમાણો;
ધરો પ્રેમ સત્સંગ કેરા પ્રકાશે, સદા કાર્ય ઉત્સાહથી પુર્ણ થાશે.
હશે! હા!! થશે એમ કૈંને પ્રગાદે, તજી દ્યો વિચારો ધરો હર્ષ નાદે;
નક્કી એજ અભ્યુદયે ધારી આશે, સદા કાર્ય ઉત્સાહથી પુર્ણ થાશે.

તા. ૧-૫-૨૬. સાં. ૧૯૮૨ બીજા ચઇત્ર વદ ૪ શની.

## સવૈયા એકત્રીસા.

જ્ઞાતિ મહીં અગ્રેસર થઇને જ્ઞાતિ ગૌરવ ગણે ન કોઇ;
બાળલગ્ન સમ દુષ્ટ રિવાજો દૂર કરે નવ બેઠાં જોઇ.
સુખીઆં છે કે દુઃખી બાળ આ જ્ઞાતિનાં નવ લે સંભાળ
તો શાના અગ્રેસર "દાના" જ્ઞાતિની નવ લીધી ભાળ.
ખામી એવી અગ્રગામોમાં તો શ્રેય જ્ઞાતિનું શું થાય;
દીન બાળકો દુરભાગિની ધરી લાગણી કરવા સહાય.
અતિ હર્ષથી આગેવાનો! કરો ઉન્નતિ; આગળ ધાઇ;
અર્જ સાંભળો "દાના" કેરી તમો દયાળુ જ્ઞાતિ ભાઇ.

તા. ૯-૫-૨૭. સાં. ૧૯૮૩ વઇશાખ સુદ ૮. સોમ



આજે અનેક તરૂણ ઉત્સાહિઓ સાહિત્ય અવલોકી અનેક પ્રકારે કેળવણી પ્રાપ્ત કરવાના અભિલાષી છે. એવા વિદ્યાના પિપાસુઓને ઉચિત મદદ આપવી એ જ્ઞાતિના જનસમૂહની પ્રથમ ફર્જ છે. જેથી સુધારાની સંસ્થાઓ મારફત ધન એકત્ર કરીને, બાળકોને ધર્મની કેળવણીનું દાન આપવાથી, જ્ઞાતિમાં જે જ્ઞાન રૂપી સૂર્ય ઢંકાઇ ગયો છે તેનો પ્રકાશ કરવા અજ્ઞાન વાદળને છિન્ન ભિન્ન કરી ભૂલેલાંને સરળ માર્ગ બતાવવા સેવાર્થે જીવન અર્પશે. એ મહાન્ ઉદ્દેશ પાર ઉતારવા માટે "દાનોભાઇ" નીચેની કવિતામાં આપણને સ્પષ્ટ બતાવે છે કેઃ—

હરિગીત.

સાહિત્યની વેદી પરે જે જીવન ગાળે સર્વદા;
સાહિત્યના સુર છોડવા ના થોભતો કોંઇ કદા.
સાહિત્ય ચાહી સૃષ્ટિનું સાહિત્ય રસ રેલાવતો,
એ રસતણાં મીઠાશ જગમાં પ્રેમથી વરસાવતો.
સાહિત્ય સ્નેહીનો કઠિણ પથ સંપથી સહેલો કરો;
અણધારી આફત રોકવાને કર ધરો ઓ નરવીરો!
તલભાર આપણ મદદથી અતી જબ્બર હીત થનાર છેઃ
તેવા હિતેચ્છુ બંધુને ધન્ય ધન્ય વાર હજાર છે.
સાહિત્યને જાણ્યા થકી ગુઢ સરળ બનતું જાય છે;
દીલ આંગણે અંધારમાં અજવાસ હા! પથરાય છે.
સાહિત્ય સેવા સાધવા સાહિત્ય શર સત્વર ધરોઃ
સાહિત્ય સ્નેહીની સદા સદ્ભાવથી સેવા કરો.

સાહિત્ય ઇચ્છી સષ્ટિનું મન મોદથી તેને વરી;
સાહિત્ય સુરના ગુણા ગણા પ્રીય બંધુઓ લેજો ગ્રહી.
એ સુગુણની કિંમત વડે આ ભવ્ય ભવસાગર તરો;
સાહિત્ય સ્નેહીની સદા સદ્‌ભાવથી સેવા કરો.

તા. ૩૦-૧૧-૨૬. સાં. ૧૯૮૩ કારતક વદ ૧૧ મંગળ.



## જય ગર્જના.

દિવ્ય છંદ.

અમ જ્ઞાતિ સુધારક આજે;
કહીશું, કંઇ કંઈ બાળ.
સુખ શાન્તિ જ્ઞાતિ કાજે;
થૈ ઉત્સાહિ તત્કાળ.
અમ અંતરને ઉદ્દેશી;
ઉદ્‌ગારો કહીશું કાંય.
બસ શાન્તિ, શાન્તિ, શાન્તિ;
કરી શાન્તિ જ્ઞાતિમાંય. (૧)
ત્યાગી પ્રપંચી પંથ;
હવે ભેટયા સરવે ભ્રાત.
એ મળ્યા અલોકીક ગ્રંથ;
અમે ઉત્તમ આર્યજાત.

અંધાર મહિં અથડાતાં;
અમ જનો જ્ઞાતિ માંય.
બસ શાન્તિ, શાન્તિ, શાન્તિ;
કરી શાન્તિ જ્ઞાતિ માંય. (૨)
હવે રહીશું ન +તેની આશે;
છે તેની આશા નિરાશા.
ન ધરશું શીર *તે પાસે;
એ ઉર ધરી છે આશા.
થાય સુખી સૌ સાથે;
અમ જનો જ્ઞાતિ માંય.
બસ શાન્તિ, શાન્તિ, શાન્તિ;
કરી શાન્તિ જ્ઞાતિ માંય. (૩)
ઘર ઘર મહિં ફરી કરશું;
અમ જ્ઞાતિ કેરાં ગાન
જય જય ઉમીઆં જપ કરશું;
સૌ કુર્મીનાં સંતાન.
જયનાદ વૈદિકતાનો;
ગજવશું સૃષ્ટિ માંય.
જય માગી રહ્યો છે "દાનો"
જય કરજે ઉમીઆં માય. (૪)

સાં. ૧૯૮૨.

---

+ પીરાણાની * પાખંડી સૈયદ, કાકાઓ.

## જીવન સાર્થકતાનો વિચાર.

શું ? ધર્મ શું ? શું કર્મ જે આજે કર્યા અવની પરે;
નિંદા કરી કે અન્યનું કીધું બુરૂં આજે અરે !
દુઃખ આપવા કોને વળી સાચા તણું ખોટું કર્યું
એ નિત્ય મનને પુછજો શું કાર્ય તેં આજે કર્યું ?
જે ફર્જ મારી આજની પૂરી બજાવી કે નહીં;
કે ગપ ગોળા મારતાં મેં ફર્જમાં ખામી કરી.
શું કર્મ મારૂં છે તથાપિ કર્મ મેં હાં શું કર્યું !!
એ નિત્ય મનને પુછજો શું કાર્ય તેં આજે કર્યું ??
જુઠી કરી વાતો અને જુઠી સુણી કે કાનથી;
શ્રેયનો સદા સુખદાઈ મારગ ભૂલતા શું ભાનથી.
કો પ્રાણી કેરા આત્મને દુઃખ આપવા પગલું ભર્યું;
એ નિત્ય મનને પુછજો શું કાર્ય તેં આજે કર્યું ?
આવી તમારી ટેવ મનની દુર્ગુણે પંકાયલી;
અદ્‌ભુત માયા જાળમાં આવર્ણમાં ઢંકાયલી.
તે સુધરવાને સત્ય મનડું પ્રેમથી પંથે પડ્યું;
"દાના" તણી મન આશ કે આ જીવનનું સાર્થક કર્યું.

તા. ૪-૫-૨૬ શાં. ૧૯૮૨ બીજા ચઇત્ર વદ ૭ મંગળ.

## જગતની ક્ષણિક મોજ મજાથી મન ચેત.

### હરિગીત.

ઉદધિ તરંગોના વિષે રંગો દીસે આકાશના;
પણ રંગ એ સાચા નહિં ભ્રમણા ભરી આભાસમાં.

ખાલી ઋતિ નજરે પડી બદલી જતાં નવ વાર છે,
ત્યમ જગત કેરી મોજમાં નવ માલ જાણ લગાર છે. (૧)
પાષાણ માટી કાષ્ટનાં સુંદર ફળો આકારનાં;
વિધ વિધ બનેલાં દીસતાં રૂડાં અનેક પ્રકારનાં.
તેના વડે તૃપ્તિ કદાપિ થાય ના ખાવા થકી;
તેવી બની સંસારની માયા તણી રચના નકી. (૨)
અગ્નિ વિષે અતિ ઘી તણી આહુતિઓ આપો છતાં;
અગ્નિ બુઝાસે ના કદી, એ આપદા વેરી વૃથા.
જયમ જયમ તમે માયા વિષે ફસતાં જશો ત્યમ તે મહીં;
આશા અને તૃષ્ણા તણા કદી પારને પામો નહીં. (૩)
તેથી તમો આ ક્ષણિક સુખ સંસારના ઇચ્છો નહીં;
પ્રિયઆત્મનાં અવિચ્છિન્ન સુખ પ્રભુ નામમાં જાણો સહી.
એવું ધરી ઉર સત્યતાનો પ્રેમ પ્રભુમાં આણજો;
જુઠા જગતના મોહને દુઃખમય સદાય પ્રમાણજો. (૪)
જેના શરીરે જ્વર હશે તો તર્ષ તેને લાગશે;
પીશે બહું પાણી છતાં પણ તર્ષ તો વધતી જશે.
સંસારના સુખ ભોગ ભોગવતાં વધે તૃષ્ણા ઘણી;
સુખ ભોગની એ સ્વલ્પ આશા છે નીશાની દુઃખતણી. (૫)
છે સત્ય આનંદ ઇશ્વરી અદભુત પ્રેમ વિષે અહો;
તેમાં તમો અતિ મોહ રાખો સુખ એ સાચું લહો.
તે દીનબંધુ દીનેશ દાતા દુઃખ સહુ તમ ટાળશે;
અહોનિશ અતિ આનંદથી પ્રભુ, ભજનથી સુખ સાધશે. (૬)

તા. ૭-૫-૨૬. સાં. ૧૯૮૨ બીજા ચઇત્ર વદ ૧૦ શુક્ર

## તુજ નાવડું હંકારજે.

### હરિગીત.

સત્ય કે જે વચન મન તું જ્ઞાની કે અજ્ઞાન છે?
તું બાળ છે કે વૃદ્ધ નિર્બળ કે મહા બળવાન છે?
તું સત્ય કે અસત્યનું શુભ અશુભ સંગ્રહી છે?
આ સ્વર્ગમય સંસારનો તું શત્રુ છે કે સ્નેહી છે?

જો જ્ઞાની છે તો જ્ઞાન ગુણને શોધવા તૈયાર થા;
બળવાન છે તો શકિત બમણી ગોઠવા તૈયાર થા.
જો સત્ય છે તો સત્ય નોંધો નોંધવા તૈયાર થા;
ને સ્નેહી છે તો સ્નેહીઓને બોધવા તૈયાર થા.

તું નમ્ર છે કે ક્રોધી અથવા સરળ છે કે ક્રૂર છે?
છે દુષ્ટતાથી દૂર કે ભૂંડાઈથી ભરપુર છે?
છે સદ્‌ગુણી કે દુર્ગુણી દુરચારી કે આચારી છે?
સદ્‌માર્ગી કે દુર્માર્ગી તું અપકારી કે ઉપકારી છે?

જો "સરળ" છે તો સરળ સિંધુ જગતમાં સરકાવજે;
એ સિંધુ માંહી નમ્રતાનું નાવ નવલું લાવજે.
ઉપકારી આચારી સગુણી નાવિકો સહુ રાખજે;
એ નાવિકોની સહાયથી તુજ નાવડું હંકારજે.

તા. ૧૨-૭-૨૬ શાં. ૧૯૮૨ અષાઢ સુદ ૨ સોમ,

## ઇશ્વર મહિમા.

પ્રિય ઇશને મન પ્રેમથી કર ભજન ભાવે નેમથી;
જગતાત છે જગમાં જબ્બર નર તુલ્ય તે કોઇ નથી.

દાતા દયાળુ તે કૃપાળુની દયાજ અપાર છે;
તેની કૃપા ભુલનારને હજ્જાર વાર ધિક્કાર છે;
કુકર્મને કરવા થકી તુજ જન્મ ખો અપમાનમાં ?
સુકર્મ કરવા શકિત વાપર ખંતથી શુભ સ્થાનમાં;
વિમાર્ગથી તું વેદરાહે વાળ મનડું મોદથી;
ક્યાં ! ક્યાં ! ! લગી તું તો અરે ! ભટકીશ ભવ અબોધથી?

સાં. ૧૯૮૨.

## પ્રભુ ભકત.

### વસંત તિલકા.



આ મારૂં તારૂં કરવા ન મમત્વ બુધ્ધિ;
ને ને વળી નિરહંકાર સદાય જે છે;
જેને સમાન સુખ દુઃખ હમેશ લાગે;
તે ભકત વત્સલ મહા જગનાથનો છે.
જે થૈ ક્ષમાવત કરે નવ દ્વેષ કોનો;
જે મિત્ર સર્વ ભુતનો પ્રણયી દયાળુ;
સંતુષ્ટને સમયમાં સ્થિર ચિત્તવાળો;
તે ભકત વત્સલ મહા જગનાથનો છે
જેણે ક્રિયા નિયમ સંયમ પૂર્ણ પૂરા;
ને નિશ્ચયો મન તણા નવ છે નમાલા;
બુધ્ધિ અને મન દીધાં પ્રભુને હવાલે.
તે ભકત વત્સલ મહા જગનાથનો છે

ઉદ્વેગ આ જગતને નવ થાય જેથી;
(ને) સંતાપ આ જગતથી નવ થાય જેને.
ને હર્ષ ક્રોધ ભય ત્રાસથી મુક્ત જે છે;
તે ભક્ત વત્સલ મહા જગનાથનો છે
જે ભક્ત નિસ્પૃહ પવિત્ર બહુજ દક્ષ;
ને જગતનાં સુખ દુઃખો નથીરે જણાતાં.
ના સુખથી છલકતો, ન દુઃખે દુભાતો;
તે ભક્ત વત્સલ મહા જગનાથનો છે
આસક્તિ દ્વેષ ઉભય ના નવ કો પરે છે:
કાંક્ષા અને કદપિ શોક કરે ન કોનો.
જે છે સમર્થજ શુભાશુભ ત્યાગી દેવા;
તે ભક્ત વત્સલ મહા જગનાથનો છે.
જેને વળી સરખી છે મન સ્તુતિ નિંદા
ને ને સ્વવાણી પર પુરણ કાબુ કીધો.
યદ્દચ્છયા મળતું તેથી સંતુષ્ટ રે, જે,
તે ભક્ત વત્સલ મહા જગનાથનો છે
ના સ્થાન નિશ્ચિત નથી વળી કોઇ જેનું;
ને મત્પરાયણ બની પ્રભુ ભક્તજીના;
વર્ણેલ ધર્મામૃત સેવન જે કરે છે;
તે ભક્ત વત્સલ મહા જગનાથનો છે.

તા. ૭-૧-૨૮      શાં. ૧૯૮૪ પોષ સુદ ૧૫ શની





# યુવકના ઉદ્‌ગાર

## અને

# ભ્રાતૃ ભાવ.

## પ્રકરણ ૧ લું.



### શાર્દૂલ વિક્રીડિત.

જાણી વિશ્વ વિશે વિવેક વિનયી, વ્હાલાં ! વિચારી વદો:
રીતિ રત્ન સમાન યત્ન કરીને, જ્ઞાતિ વિશે પાળજો.
માતા. બ્હેન સ્વજ્ઞાતિ ભાઇ સહુની, અજ્ઞાનતા ટાળજો.
એવા શુદ્ધ વિચાર જ્ઞાતિ જનના, હૃદયે વિભુ વ્યાપજો

(મિત્ર દાના)

પ્રિય મિત્ર વાંચક ! આજ છુટીનો દિવસ હોવાથી ગોપાલ, મનજીને ઘેર આવ્યો હતો. ત્યારે પ્રથમ ગોપાલે કહ્યું કે "મનજીભાઇ

આપણી જ્ઞાતિ **પીરાણાના** કુરિવાજોમાં ફસાઇ છે, તેમાંથી મુકત થાય એવી વાત સંભળાવો તો હું પણ આજથી સ્વજ્ઞાતિ ઉદય માટે ફર્જ બજાવવા તૈયાર બનું."

**મનજી**;—તેમાં પ્રથમ તન, મન અને ધનની જરુર છે ! કારણ કે જ્ઞાતિમાં ઘણાં ભાઇ, બ્હેનો બિચારાં દુઃખી દેખાય છે, તેનાં સઘળાં દુઃખો દૂર કરી સુખી કરવા પૂર્ણ કાળજી રાખી પ્રયત્ન કરવો એજ જ્ઞાતિ સુધારવાનું પહેલું પગથીઉં છે તે માટે હું એક સ્તુતિ ગાઉં છું તે સાંભળો.

—દેશ વિરો ઉઠજોરે એ રાગ—

જય હું ગાઉં પ્રેમથી પ્રિય માત ઉમીઆંની સદા;
બાળકો પર હો કરૂણા પ્રેમથી તારી સદા.—ટેક

જ્ઞાતિ તણો ઉદ્ધાર કરવા એ પ્રેમ અમમાં લાવજો;
કષ્ટ કાપી સુખ આપી પ્રેમથી નીરખો સદા.—જય

અમ બાળકોની દ્રષ્ટિ એવી જ્ઞાતિને કરવા સુખી
જય જ્ઞાતિ મમ જય જ્ઞાતિ મમ એ જાપને જપીએ સદા.—જય

એ જાપને જપતાં કદી જો જીવ જોખમમાં પડે;
નામ જગદિશ્વરી તણું તે વિઘ્ન દૂર કરશે સદા.—જય

"વેલો" કહે વ્હાલા વિરાઓ ! જપીએ સદાએ જાપને;
જય હો જ્ઞાતિ, જય હો દેવી માતુ ઉમીઆંની સદા.—જય

(સ્વ. વેલજી કરશન.)

એક યુવક પોતા તરફ આવતો જોઇ મનજીએ કહ્યું કે, "મિત્ર! જો સામેથી તે કોણ આવે છે?"

"એતો આપણી બાળવયે મિત્રાઇથી સાથે રમનાર અને સાથે અભ્યાસ કરનાર માધા મુખીનો પુત્ર કાનજી છે" (ગોપાલે ઓળખી કહ્યું.)

**મનજી**-અહો! આજે આપણા બાળ સ્નેહિને ઘણાં વર્ષે નજરે દીઠા! ભાઇ! આવો. આજ આપણે ભેગા મળવાથી બહુજ આનંદ થયો. (ભેટયા) મિત્ર! તમો દેશથી અહીં ક્યારે આવ્યા?

**કાનજી**:–મને દેશથી અહિં આવ્યે એક મહિનો થયો પણ મીઠી વાતો કરનાર લેખી ધરમવાળા મનીઆ! તમે નાતમાં પાધરા થઇ પીરાણા ધરમની નિંદા કરો છો તેથી તમને ઓળખ્યા!

**મનજી**:-કાનજીભાઇ! આપણી ગાઢ મિત્રાઇનું પ્રેમી બંધન તો વિચારો? ત્રણે મિત્રો સાથે બેસી ગણિત, પદાર્થપાઠ સાથે અને કાપી લખવામાં સ્વચ્છતા, ડ્રોઇંગ ચીતરવું વગેરે લેસનમાં એક બીજાની હરીફાઇ કરી વિદ્યામાં આગળ વધતા હતા. તમારી એ સમયની બોલવાની, ચાલવાની સ્થિતિમાં અને વર્તમાન સ્થિતિમાં કેટલો ફેર?

**કાનજી**:–મારામાં હવે એવો શું ફેર થઇ ગયો છે?

**મનજી**:–હું જ્યારે સુધારાની વાતો કરતો, ત્યારે તમે મને કહેતા કે, "મારા પિતાશ્રી હમણાં ભલે *મુખી થયા હોય. પણ હું તો

---

*પીરાણા સત પંથની પુજા આદિ ક્રીયાઓ કરાવનાર.

મુખીપણું નહિંજ કરૂં. તેમજ સૈયદો અને કાકાઓને ચરણે નહિં પડું." મિત્ર ! તે સર્વે વાતો કયાં ગઈ ! માટે આપણા પ્રાચીન પુર્વજ ઋષિઓ વેદોનાં આદર્શ જ્ઞાનનો આનંદ અનુભવી જીવન સાર્થક કરી ગયા છે. તે જ્ઞાનને તમે ન સમજ્યાથી સૈયદો અને કાકાઓના દાંભિકોપદેશથી ખીચડીઆ કલમા ગોખી રહ્યા છો ! તેનાં અંતે મળનાર ફળ તો આધિ, વ્યાધિ અને ઉપાધિ વધારી તમોને નરકે નાખશે !! એવાં અનેક પાખંડોમાંથી તમોને મુકત કરવાની સદ્ ઇચ્છા રાખનારને કહો છો કે, **"લેબ્રી ધરમવાળાને ઓળખું છું."** ભાઇ ! તમારા હૃદયમાં અંધઃશ્રદ્ધાનો ભ્રમણા રૂપી ભરેલ ભૂતને દુર કરવા બે વચન કહું છું તે સાંભળો. લાયબ્રરી કંઇ પીરાણાના દરગાહની પેઠે ભોળાંઓને ઠગવા માટે વાડો નથી. તેમજ લાયબ્રેરી કંઇ દશોંદ, વિશોંદ કે લીશાણીના ટેક્ષ ઉઘરાવવાનું કારસ્થાન નથી. તેમ વળી લાયબ્રેરી કંઇ ખાનાંઓની પેઠે રાત અને દિવસ, સવાર અને સાંજ અંધશ્રદ્ધાથી સૈયદોનાં સ્વાર્થાંધતાએ લખેલાં પોથાં વાંચીને જડતાથી અજ્ઞાન સંગ્રહવાની કે તેવી કોઇ પણ પ્રકારની જગ્યા નથી. પરંતુ માણસોને સુવિચાર મેળવવાનું સ્થાન હોય, તેને આપણી ભાષામાં વાંચનાલય કહે છે અને અંગ્રેજીમાં લાયબ્રેરી કહે છે. આજ યુરોપ, અમેરીકા, જર્મન અને ફ્રાન્સ વિગેરે સુધરેલા કહેવાતા દેશના માણસો આપણા પર દરેક પ્રકારે રાજ્ય ચલવી રહ્યા છે. તેમ અનેક પ્રકારથી વિજ્ઞાન શાસ્ત્રીઓ શોધ કરીને આપણી બુધ્ધિને ઘડીભર થંભાવી મુકે છે. ભાઇ! તેવી ઉચ્ચ વિદ્યા મેળવવાના સ્થાનનું નામજ લાયબ્રરી. મી. મેકોલીની યુરોપીયન પોતાની લાયબ્રેરી વિષે કહે છે કે, **"મરૂં તો મારી લાયબ્રેરીમાંજ મરૂં."**

તેમજ જયાં અનેક સદ્ પુસ્તકો, માસિકો અને વર્તમાન પેપરો વાંચીને સાચા નિર્ભય અને વીર સમાજ સુધારકો તૈયાર થાય, ઉગતાં

બાલકોને ઉચ્ચ કેળવણી આપી સંસારમાં જ્ઞાનના અનુભવી કરવા ગામો ગામ નિશાળો ખોલવી. મરણાદિ પાછળ કુરિવાજોનાં કઢંગાં ખરચો બીલકુલ ઓછાં કરી, તેજ નાણાં જ્ઞાતિના ઉદય કાર્યમાં વાપરવાની લાગણી ભરી વાતો થાય તેમજ તે વાતો કર્તવ્યમાં રખાય અને ધાર્મીક કાર્યો કરવા એક પ્રભુનાજ સાચા ઉપાસક બની, વેદ મંત્રોથી પ્રાર્થનાઓ કરવી. એવું જાણવા, શીખવાના સ્થાનને પાઠશાળા, વાંચનાલય અથવા લાયબ્રેરી કહેવાય છે. માટે તેને **"લેખી ધરમ"** કહેવું અયોગ્ય **છે.**

**કાનજી**:-એ લેખી, બેખી દીઠી! સાચું તો બાવા ઈમામશાહનું ધરમ છે, જેથી તે પરમાણે તું વરત અને સુધારાની બધી માથાકુટ મુકી દે.

**મનજી**:-મિત્ર! પોતાના પુજ્ય માત, પિતાના ચરણની પ્રેમભાવે સેવા કરી તેમને સુખી કરીને મીઠી આશીશ મેળવવી એજ સાચો ધર્મ છે. એવું સ્વધર્મનું તત્વ મુકી, ઇમામશાહ સૈયદની વંશાવળીના કદમાં ગોખવામાં અને તેની કબર ઉપરના મેલની ભ્રષ્ટ ગોળીના ઘુંટડા અમૃત તુલ્ય ગણી કયા સુધી પીશ? મિત્ર! તેમાં સાચું તત્વ શું છે તે તો કહી બતાવ? અને સુધારાની જો બધી માથાકુટજ હોય તો, આજે દુનીઆના સર્વ વિદ્વાનો ચળવળ કરતજ નહીં. માટે તમે કરેલી વાત અર્થ વગરની છે. ભાઇ! હવે તમે એ સર્વ વાતોને નિવેડો કરવા બુદ્ધિરૂપી પ્રમુખ પાસે સત્ય અસત્યની તુલના કરાવો કેમ કે:—

### ગઝલ.

**ન હોયે દિવ્ય જ્યોતિ ત્યાં રહે હરનીશ અંધારૂં;**
**ન હોયે જ્ઞાન જ્યાં જરિયે થતું અજ્ઞાન અંધારૂં.**

જરૂરી જ્ઞાનની જાણો વિચારો વાત અંતરમાં;
વખત અમુલ્ય આવ્યો છે ધરો મન જ્ઞાન સમજણમાં.
ખરેખરી આપણી ચહતી સુવિદ્યાથી થશે સરખી;
કહે "પ્રેમી" હવે વ્હાલા કરો સુકાર્ય મન હરખી.

( મિત્ર ખીમજી. )

ત્યાં વળી શીવદાશ નામે બીજા એક યુવકે આવીને કાનજી તરફ હાથ લંબાવી મનજીને પુછ્યું કે, "તમે આ ભાઇને શું કહો છો ?"

**મનજી**:–કહેવાનું તો ઘણુંજ છે ! પણ તેમાથી જે મુખ્ય વાતો છે તેજ આ આપણા ભાઇને કહી રહ્યો છું અને તે વાતો સાંભળીને કંઇક વર્તનમાં પણ રાખવી જોઇએ.

**શીવદાશ**:–ભાઇ ! સત્ય અને હિતકર વાતો સંભળાવો, કાનજી વરતશે તો સારી વાત છે. નહિ તો હું તે પ્રમાણે જરૂર વરતીશ !

મ—આદર્શ મંત્રો ભૂલીને કલ્પિત કલ્માઓ પઢયા !
ભીસ્ત જુઠી લાલચે કાં સૈયદના ચેલા બન્યા ?
એ સ્વાર્થીઓના સંગથી બુદ્ધિ હિણા સરવે થયા;
ઓ ભાઇ! "આંખે આંધળા ને ગાંઠના પુરા ઠર્યા."

ધર્મને નામે ધતીંગો અહા ! અગણીત થાય છે !
લુચ્ચાજનો (સૌ) નીજ વેશ બદલી રંગ રાગો ગાય છે !
"આંખ અંધા, ગાંઠ પુરા" જાળમાંજ ફસાય છે !
ને જીવનભર જકડી ફરી, ચંડાળ ફેલી ખાય છે !

મહેનત કરી ભેગું કરેલું દ્રવ્ય તાણી જાય છે!
પી દૂધ પોતે, શિષ્યને તો માત્ર પાણી પાય છે!
એ સ્વાર્થ લોભી દાંભીકો મોદે મલીદા ખાય છે!
ને ગરીબડાંનું જીવન આખું ધૂળ ધાણી થાય છે!

(મિત્ર દાના.) શા. ૧૯૮૫

શી—સમજાવ શાણા મિત્ર! મુજને ગુહ્ય વાતો ધર્મની;
જેથી જીવન મારૂં સુધારૂં વર્તવા સુભ કર્મની.
મન મચ્છ આજે મારૂં મુંઝાય છે અકળાય છે!
ઓ મિત્ર! વારી જ્ઞાન સિંચન માત્ર કરવા ચ્હાય છે?

શું ફર્જ મારી, કર્મ મારૂં, શું મંત્ર મોંઘા મૂલ્યનો?
જાણ્યું નથી એ જ્યાં લગી મેં સત્યતા સમ તુલ્યનો.
બતલાવ વ્હાલા ભાઈ! મુજને સમય સારો આજ છે?
એ ફર્જ સમજી બંધુ! મુજને સુધરવાની દાઝ છે!

મ—માનવ જીવનની ફર્જ માની સુકાર્ય સ્નેહે આદરે;
દુઃખો દીનોનાં કાપવા કમર કશી આગળ વધે.
તન, મન, ધનનો ભોગ દઈ ઉલ્લાસથી સેવા કરે;
હિત સાધવાને પારકું મનથી જરી ના વિસરે.

જીવન તણી પ્રત્યેક પળને સદ્ વિચારે પાળતો;
છે સ્વર્ગ પર ઉપકારમાં એ વેદ મંત્રજ માનતો.
પરદાઝ ચિંતે પર હિતે પળ પળ ઉપાયો શોધતો
છે ધન્ય એવા રત્ન નર સાચું સદા સંબોધતો.

નિજ જ્ઞાતિ કેરી કીર્તિને ઉજ્વળ કરી દિપાવજો;
ને સત્ય તત્વો શોધીને પ્રભુને સદા આરાધજો.
સ્વધર્મ સંભાળી કરી અજ્ઞાનતાને ટાળજો;
ઓ વીર! યુવક આત્મનો આનંદ એવો ધારજો.

પરબ્રહ્મનો એ પ્રેમ ઉત્તમ અંતરે નીજ સ્થાપજો;
સત્યના પુજક બની જડરૂપ મારગ કાપજો.
સિધ્ધા મહેલા રાહથી શુધ્ધ સત્યં છાપાં છાપજો;.
સંપે મળી સૌ જ્ઞાતિ હિતનો પંથ પ્રીતે માપજો;

શી—મ્હારા હૃદયમાં આજ સુધી ભૂત જે ભ્રમનું ભર્યું.
મિત્રે કહેલું કથન હિતનું (મેં) કર્ણ પર નોતું ધર્યું.
સત્ય વચનો આપનાં ઉલ્લાસથી હૃદયે ધરૂં;
ઢાંભીકતાના ભૂતને હું આજથી ન્યારૂં કરૂં.

શુભ જ્ઞાનથી સદ્કર્મ કરી પ્રભુ તણા ચરણે પડું:
આવે કદી આફત અરે તેથી હવે હું નવ ડરૂં.
સ્વભાન બતલાવ્યું મને એ આપનો ઉપકાર છે;
ઉદ્ધાર કરવા જ્ઞાતિનો પ્રભુ, સ્હાયતા દેનાર છે.

**મનજી**;–સુધારાનું કાર્ય કરવું એ કંઇ બાળકોના ખેલ નથી! માન અપમાનમાં સમતા રાખી, ભોગ વિલાસો ત્યાગીને પોતાના બળથી પગપર ઉભા રહેવાનું છે.

**શીવદાશ**:–મારા હૃદયમાં સ્વધર્મ પ્રતિનો સ્નેહ ઘણા દિવસો થયા ઉછળી રહયો છે, પણ તેનો વિકાસ ન હોવાથી અજ્ઞાનતામાંજ રહ્યો

હતો. તેમજ સુધારાનું કાર્ય સાધવા માટે માન અપમાનને સરખું ગણીશ અને પ્રભુ જય અપાવશે.

**મનજી**:-વિદ્વાનોનાં થોડાંક વચનો કહ્યાં તેને સાંભળતાંજ તમારામાં આટલો બધો ઉત્સાહ! મિત્ર! તમોએ પીરાણાની અનુભવેલી વાતો હશે, તે કહો તો આપણા કાનજીભાઇ, કંઇક વિચાર કરતા થાય.

**શીવદાશ**:-આજે સમય વધારે થયો છે જેથી સવારે તમને અહિં ભેગો થઇશ ત્યારે સઘળી વાતો કહીશ.

## પ્રકરણ ૨ જું.

### સાચો મિત્ર.

**મનજી**:—મિત્રો! આપણે ભેગા મળીએ છીએ તેમ તેમ મારા મનને બહુજ આનંદ થાય છે. પણ ગોપાલ આજ અમો તમારા વિચાર જાણવા ઇચ્છીએ છીએ.

**ગોપાલ**:—તમને હું મિત્ર શબ્દની ઉચ્ચ ભાવનાનું એક કાવ્ય સંભળાવું છું.

—: હરિગીત છંદ :—

સન્મિત્રતાઇ મિત્રની મન ઐક્ય તો ખરી મિત્રતા;
દિલ ઐક્ય વિણ સુર ગાનની વિણ તાલ જેમ વિચિત્રતા.
શુદ્ધ સ્નેહ રાખી મિત્રપર ના મર્મ સમજે મિત્રનો;
નિજ મિત્રતાની ફર્જ અંતર ભાવ મર્મ ચરિત્રનો. ૧

વિણ સ્વાર્થમય જે સ્નેહ સાચો મિત્રનો મનમાં ધર્યો;
તો સત્યતાનો માર્ગ સાત્વિક સાચવી સત્યે ઠર્યો.
શુભ રિતથીને પ્રિતથી સદ્ માર્ગમાં ગતી જેહની;
સુ વિવેક શુભ નીતિ પ્રતિતી જગ્તમાં છે તેહની. ૨

શુભ કાર્યમાં કે કઠણ આફત અવસરે અતિ ચાહીને;
તન, મન અને ધનથી સદા સ્હાયક બને કર શાહીને.
કંઈ ભૂલમાં નિજ ભાઇ જાણી સરળતાએ સુધારતો;
એ મિત્ર સાચો જાણવો જે સત્ય પ્રેમ વધારતો. ૩

આ જગ્તમાં કો વિરલ એવા મિત્ર મળશે હા! નકકી;
મન કપટને મુખ બોલ મીઠા મિત્ર એ મળવા થકી.
મોઢે અતિ રૂડું કહે પુઠે વગોવે છે અતી;
એ મિત્રતાની રિતમાં હાની ખરેખર હા! થતી. ૪

અહો મિત્રતા કહેવાય તે વાહ! વાહ! વાતો રસ ભરી;
સ્વારથ અને છળ ભેદની મહિ વાસરે છાની છરી.
એવી થતી દુર મિત્રતા તે નિંદવા લાયક અરે!
"દાનો" કહે દીલ દોસ્તી એવી કોઇ સાથે ના મરે. ૫

તા. ૯-૫-૨૬. (દાનાભાઇ)

## જડતાનો ત્યાગ.

મનજી:-ભાઇ શીવદાશ! હવે તમો અનુભવેલી વાતો કહો.

શીવદાશ:-હું બનપણમાં હમેશાં ખાને જતો, ત્યાં ભાઇઓ જેમ નમતા અને કલ્મો બોલતા તે જોઇ હું પણ તેમ નમતો અને દરેક ગુરવારે ત્યાં લાંશ (પ્રસાદિ) ખાવાના લોભથી જતો.

**કાનજી**:-આપણા ધર્મ સ્થાનમાં બ્રહ્મા, વિષ્નુ અને મહેશ્વરની જ્યોત છે માટે તે જ્યોતિર્ધામ કેવાય !

**શીવદાશ**:-જ્યોતિર્ધામ કેતાં શીખ્યા, એનો ઠીક પણ અંદર હજી પીરાણાની ગુપ્ત ઝેરી જાળ બહુ પથરાઇ રહેલી છે! તેને તોડાશે ત્યારેજ જ્યોતિર્ધામ નામ કહેવું યોગ્ય થશે.

**કાનજી**:-તે પણ હવે દિવસા દિવસ સુધારો થતો જાય છે.

**મનજી**:-કાનજીભાઇ ! જ્યોતિર્ધામમાં જ્યોત જાગતી રાખવા ઘી વાપરી પ્રકાશ કરો છો પણ ભાઇ અને બ્હેનોનાં અજ્ઞાને ભરેલ હૃદયમાં જ્ઞાનરૂપી જ્યોતિનો પ્રકાશ કરવા કંઇ પ્રયત્ન કર્યો છે? કળશમાં વરૂણની (જળની) પુજા કરો છો, પણ મનુષ્યોને, પશુઓને જ્યાં પાણી નથી મળતું એવે નીર્જળ સ્થાને પાણીની કંઇ પણ બંદોબસ્ત કરી છે? આ કળશમાં આખા બહુ તારવ્યા પણ ગરીબોનાં ભુખ્યાં પેટે અન્નનો કોળીઓ નાખ્યો છે? માટે એજ આખા તારવવાનું ખરૂં માહાત્મ્ય છે. તેથી નિરાધારોને અન્ન ખવરાવી મીઠી આશીષ મેળવવી, એજ સાચી જ્યોત, પુજા અને ધર્મ છે.

**કાનજી**:-ભાઇ ! તમે પુજાનો જેવો સાચો મહિમા કહ્યો, તેવો મને સ્વપ્ને પણ વિચાર નથી થયો.

**શીવદાશ**:-કાનજીભાઇ ! જ્યોતિર્ધામ તો ઇશ્વરની ભક્તિ કરવાનું, વ્હાલા પ્રભુના નામની બે માળા ફેરવવાનું સ્થાન છે. તેમાં ભેળાં થઇ ખાય, તે તો એ પેટાડીઆ પંથીજ કેવાય! માટે ખાવાપીજ પીરાણાનું ધતીંગ ટક્યું છે!! જ્યારે એ ખાવાનું બંધ થયું તે દિવસેજ પીરાણા સતપંથની સડી ગયેલી ઇમારત કકડભુસ થવાનીજ.

**મનજી**:–શીવદાશ ! એ છતાં ભોળાં અને લાલચુઓ, માનતાઓ ઉતારવા માટે કબ્રસ્થાનમાં રાંધેલી પ્રસાદિ ખાય છે ! એ જડતાને દુર કરવાના છે.

**શીવદાશ**:–એજ સુધારવાનો આ સઘળો પ્રયત્ન છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે, "**આચારઃ પ્રથમો ધર્મ.**"

**મનજી**:–મિત્ર ! તમો કલ્મા તો જાણતા હશો ?

**શીવદાશ**:–કલ્મા બોલવા આપણને અયોગ્ય છે એવું સમજવાથી નહોતોજ શીખ્યો.

'ત્યારે શું કલ્મા ખોટા ?" ( વચમાંજ કાનજી બોલ્યો.)

**શીવદાશ**:–કાનજીભાઇ ! જે કલ્મો તમે સાંજે બોલો છો અને પુજામાં તેમજ જીવને ગતે પોચાડવા અને છોકરાં પરણાવવામાં મુખી જે કલ્માઓ બોલે છે તે તો સર્વે સૈયદોની વંશાવળીના ખીચડીયા કલ્મા છે ! તેને ગોખવાથી આપણને શું ફાયદો ? કંઇજ નહિં. તેથી ઉપનિષદો, ગીતા અને સ્મૃતિના મંત્રો અને તેના અર્થો આપણે શીખીએ તેમજ સમજી શકીએ, કારણ કે તેમાં ઉચ્ચ આદર્શ છે તેથી વેદોનું જ્ઞાન સાચી સભ્યતા શીખાડીને શાન્તિ આપનાર છે.

"ભાઇ તમારી ચાલતી વાત કરો" (મનજીએ શીવદાશને કહ્યું.)

## કલ્પિત દર્શન.

**શીવદાશ**:–હું નાનો હતો ત્યારે એક દિવસે મારી દાદી જમનાં માએ અમારા ઘરનાં માણસો પાસે વાત કરી કે, "ગયા ગુરૂવારે હું ખાને ગઇ હતી. (કાનજીભાઇ ! હું ભૂલી ગયો !! જ્યોતિષીમ કેમ ડીકનાં ?) તે ટાણે સોનેરી ટોપી પેરી છોકરો બનીને બાવા ઇમા-

મશાહને પાટમાંથી બેઠેલ દીઠા. મને નક્કી થયું કે માળા ફેરવવાનો પરચો બતાવવા, બાવે આજ દર્શન દઈ મારો માનખો સફળ કર્યો. પછી બાવાને પગે લાગવા ફરીને બીજે બારણેથી પાટ કને ગઇ તો પહેલાંનો પરચો ન મળે !"

**મનજી**:–ભાઇઓ ! એમ છોકરા રૂપે ઇમામશાહ સૈયદનાં દર્શન થાય ખરાં ! અને થાય છતાંય ભાવિકાથાએ અંતગાય ! હવે કંઇક તો વિચારો !! પણ એતો સૈયદોએ, ધરડાંઓને સમજાવી મુકેલ છે કે, **"તમારે ઘરમાં વાતો એવી કરવી કે છોકરાઓ બાવા ઉપર ઈમાન રાખે અને ગતમાં રહે."** મિત્રો ! તે છતાં ઇમામશાહે મોટી દાઢી ગણી હતી એવા છોકરા થઇ દર્શન દે છે એતો બાળકોના ખેલ જેવી વાતો છે !

**શીવદાશ**:–ગયા શીયાળામાં નાગણ ભગતે મને કહ્યું હતું કે, "રાતે માળા ફેરવતે મને ઝોકું આવ્યું, પછી જાગી ગયો અને હાથ માંથે જોયું તો ભલભડાર પાણીનો રેલો વળ્યો હતો, એટલે બાવાનું અમી–નુર આવ્યું હતું. બાવો એવા પરચા બતાવે છે. છતાં તું જેવા હમણાના છોરાઓને મુળેય વિશ્વાસ નહિં." મિત્રો ! એવી મને બહુ બહુ વાતો કહી હતી.

**કાનજી**:–મનજીભાઇ ! શીવદાશે, દર્શનની જે વાત કરી, તે બરોબર સાચી છે. એમ બાવાનાં દર્શનના અને અમીના પરચાઓ થવાની વાત અમારા ઘરમાં થઇ હતી તેમજ *પીરાણે ત્રીજું વરસ

*વાંચો નારાણજીએ છાપેલ "પીરાણા સતપંથની પોલ સંબંધી સૈ. બા. અ. ખાકીને જવાબ.

સૈયદ મીરના વાડામાં ગંગાએ ચમત્કાર બતાવ્યો હતો અને તેના પાણીથી દીવા પણ બળતા હતા એ શું ઓછાં દર્શન કેવાય ?

મનજી:-મિત્ર ! એવાઃ દંભી સૈયદો તેમજ કુટણ ભકતો, આમ શ્રદ્ધાળુઓને ઠગીને પૈસા કઢાવવા અને ખાંડ ચોખા ખાવા માટે મોટ-પાઇ બતાવવા કહે છે અને તે માટેજ નવાં નવાં ધતીંગ દિવસાનું દિવસ ઉભાં કરે છે ! શીવદાશે કહી બતાવેલ દર્શનનો તમો જરાક વિચાર તો કરો કે, નિદ્રા આવતાં હાથમાંથે લીટ, લાળ શીવાય બીજું શું હોય ! એ વેદ પારંગત ઋષિઓના સંતાનો ! એવાં અનેક કલ્પિત દર્શન માટે કબ્રસ્થાનોમાં ભટકી ભટકીને આજે જગતમાં શા માટે અપમાન સહીને જ્યાં ત્યાં હડધુત થાઓ છો ?

### ગઝલ.

કથે કંઈ નામ બાવાનું કદી દર્શન શું થાતાં તાં ?
અહા! અજ્ઞાનથી અમથા રખડવા ક્યાંય જાતા ના.
સડેલાં અસ્થિ, પત્થરમાં દિશે છે દર્શનો તમને ?
અરે ! ભૂલે ભમી ભાઇ ! હવે તો [1]ત્યાંય જાતાના.

### હરિગીત.

કાળે મરેલા પીર શું કોઇદી તમારૂં દુઃખ લીયે ?
કબરે પડેલાં ને સડેલાં અસ્થિ શું દર્શન દીયે ?
"દર્શન થયું આ નુરનું-ને હાથ પર પાણી સર્યું"
પડી લીટ, લાળો નાકમાંથી (ઈ) સૈયદ તેમાં શું કર્યું ?
એ લીટની તે ગંદકીને હોંસથી ચાટી જતા !
કલ્પિત એવા દર્શને આજે બહુ ખાતા ખતા.

---

[1] પીરાણામાં.

અરે ! વળી પુત્રાદિની આશાએ સૈયદને પગે નમવું અને તેને નવરાવવા, પગ ચાપવા, સૈયદનાં મંત્રેલ પાણી પીવાં, બાધા આખડીઓ રાખવી ! અને ઇમામશાહ પાટમાંથે દર્શન આપે છે એ મુર્ખતાથી હમેશાં ભટકવું, એનો સ્ત્રીઓના પતિવ્રતા ધર્મથી બહુ વિરૂધ્ધ છે ! ! મિત્રો ! એક કવિએ કહ્યું છે કે:—

**ભારતકી નારી ગજબ યે કરે, પીર સેયદપે મેવા મોઠાઇ ધરે;**
**કહે 'હરીદત્ત' ઘરમેં પતિસે લડે, ધર્મ પતિવૃત્તાકા નીભાયા નહી.**

માટે બંધુઓ !

**સ્ત્રીને પીરનું દર્શન કરે મુક્તિ નથી;**
**સ્ત્રીને ગુરૂ ક્યાંની શાસ્ત્રો મહિં કથનો નથી.**

**સ્ત્રીને કબ્રનું પાખંડ પૂજવાનું કંઇ નથી;**
**સ્ત્રીને પતિ વિણ કોઇને નમવું નથી.**

**સ્ત્રીને નીજ દેવનું–પતિ તણુંજ દર્શન છે.**
**સ્ત્રીને સુખ દેનારો પતિ હંમેશ પ્રશન્ન છે.**

**શીવદાશ:**–જ્યારે સર્વ પ્રિય માતાઓ અને બ્હેનો આદર્શ વિચારવાન અને ભક્તિવાન બનશે, ત્યારેજ કુળવાન, વિદ્યાવાન જ્ઞાતિ સુધારક રત્નો તેની કુંખમાં પાકશે તેથીજ સ્વજ્ઞાતિ ઉજળી થશે.

**મનજી:**–કાનજીભાઇ ! આ વાતોનો પૂર્ણ વિચાર કરીને ભોળાં ભાઇ, બ્હેનોને વ્હેમની જડતાથી ન્યારાં કરવા માટે આપણે સૌએ મળીને પ્રયત્ન કરવાનો છે.

**કાનજી:**–એવાં દર્શનની વાત મને પણ ખોટી લાગે છે.

**મનજી:**–નારાણ ભક્ત જેવા અનેક જડવાદીઓ તમને અમીના દર્શનની, પીરાણા પંથની વાતો નક્કી કરાવશે કારણ કે તેમાં તેઓનો ઉંડો સ્વાર્થ છે!! મિત્ર! તમને એવી પાખંડી જાળથી, નિઃસ્વાર્થ પણાથી મુક્ત કરવાની અમો અમારી ફરજ બજાવીએ છીએ અને તમારે તો તેમાંથી સત્ય ગ્રહણ કરીને જીવન ઉજવળ બનાવવાનું છે.

ભાઇઓ! આજ હવે ઘણો વખત થયો છે માટે આવતી સવારે સાંજે ફરીથી એકત્ર થશું.



# પ્રકરણ ૩ જું.



## સૈયદનો દાંભીકોપદેશ.

**મનજી:**–શીવદાસભાઇ! ગઈ કાલની તમારી અધુરી રહેલ વાત ચાલુ કરો. તેમાંથી નવા અનુભવની નવી ભુમી તૈયાર થાય છે.

**શીવદાશ:**–સૈયદના ગોડીઆ મુલજીને, પ્રેમજીએ કહ્યું કે "મારે ગુરૂ કરવા છે, તેમાં કેટલું ખરચ થશે?" મુળજીએ કહ્યું કે રાતે અસરફઅલી બાવાને પુછી જોઉં" પછી મુળજીએ એકાંતમાં બાવાને સર્વે પુછ્યું અને અશરફઅલીએ જવાબ દીધો. "વિશ્વાસુ માણસ હોવું જોઇએ. અને પ્રેમજીને કહેજો કે, બોધ લેવાના રૂા. દશ અને દર વરસે સવા રૂપીઆ દેવો એટલુંજ ખરચ છે. પ્રેમજી કબુલે તો બીજા તૈયાર થઇ રહેલ ભાઇઓને પણ કહેજો અને કાલે જુમેરાત હોવાથી મધરાતની પુજા પછી એ કામ પતાવી દઇએ." પછી શીકારી સૈયદની ફેલાવેલ સ્વાર્થના પાપી જાળમાં પોતાનાં

ભાંડુઓરૂપી અણુજ પક્ષીઓ ફસાવી તરફડાવનાર દલાલ માંના ભગતને ઘરે અધરાત્રે નવાં મુંડાનારાં ગોઠીઆં ભેગાં મળ્યાં, બે કલાક વીત્યા પછી પ્રેમજીએ બ્હારે રસ્તાપર આવી કહ્યું કે "દંભી સૌયદ અને નીચ કંધા ભકતે મને દગો કર્યો" ત્યાં પછી માણસોની મેદની ઉભરાઇ અને કોઇ કહે કે "એ તો સૌયદને માનનાર છે જેથી સૈયદો એના ગુરૂ હોય છે" કોઇ કહે "ભાઇ! ચાલોને એનું એજ જાણે આપણે એની વાતોમાં શા માટે મગજ મારવું!" તેવામાં વૃદ્ધ સુંદરજી સુતાર ત્યાંથી જતા હતા તે આ મેદની જોઇ બાજુમાં આવ્યા. નાનપણથી તેના પ્રેમી હૃદયમાં આપણી જ્ઞાતિને અધોગતિમાંથી ઉગારીને સદ્‌માર્ગે ચડાવવાની ખરી દાઝ હતી, તે એના બોલવાપરથી સ્પષ્ટ દેખાઇ આવતું હતું. અને કહેવા લાગ્યા કે "તમો અમારા હિંદુ ભાઇઓ છો, આપણે એક પંગતે સાથે બેસી સહ ભોજન કરનારા હતા તમે શુદ્ધ કુર્મી ક્ષત્રિય છો! ગુજરાતમાં તમારા ઘણા ભાઇઓ મોટે હોદ્દે ચઢેલા છે, એવાજ તમો છો, તો પછી તમારા ગુરુ સૈયદ કેમ બને? ભાઇઓ! આ તમે શું કરો છો? હવે જમાનો બદલ્યો છે જેથી થઇ ભૂલ સુધારો અને જાગ્યા ત્યાંથી સવાર ગણી તમારા બીજા ભાઇઓના અંતરમાં અજવાળું કરો, જેથી આપણે સૌ પ્હેલાં જેમ ફરાથી એક પંગતમાં બેસી પ્રીતિભોજન કરી શકીએ" મિત્રો! એ વૃદ્ધ સુંદરજીનાં મીઠાં વચનો મારા હૃદયમાં કોતરાઇ રહ્યાં છે. સુંદરજી વડીલની જેમ દરેક આપણા હિન્દુ ભાઇઓ આપણા ભાઇઓને સુધારવા માટે ખરી કાળજી રાખી મીઠાં વચનો કહેશે તો આપણો ઉદય થવામાં વિલંબ નહિ લાગે. પછી મેં પ્રેમજીને પુછ્યું ભાઇ! આ બધી ફજેતી શાથી થઇ?

**પ્રેમજી**—કહેતાં શરમાઉં છું! હવે બહુ પસ્તાઉ છું!!

"તોપણ ખરી હકીકત તો કહે? હું પણ સ્વાર્થાન્ધોના કારસ્થાનોથી ચેતતો રહું."

**પ્રેમજી**—ત્યારે સાંભળો! અમે આઠ માણસો લાઇનબંધ બેઠા. સૈયદ ઉંઘતો હોય તેમ સ્વાર્થ સાધવાનું ઉંડું ધ્યાન ધરીને દશ પંદર મિનીટ પછી આંખો ઉઘાડીને અમને પુછયું.

"મ્હારાપર તમને વિશ્વાસ છે?" (સૈયદે કહ્યું.)

"તમારાપર અમને પૂરણ વિશ્વાસ છે" (એમ સર્વેએ કહ્યું.)

"બહુ સારૂં તમે ગોર ઇમામશાહ, પીરશાહનું નામ અને હકલાહેલાનો કલ્મો જપજો અને આ જાપ તમે કોઇને કહેશો નહીં. અમે હરિવંશી છીએ માટે અમનેજ દશોંદાદિ લાગા દેતા રહેજો, અન્ય ધર્મવાળાનું કંઇપણ સાંભળશો નહિ. તેમ છોકરાંને ભણાવવાનું પણ થોડું રાખજો. સાચા મુનીવરો થવામાં જરી પણ શંકા ન આણજો. આપણું ધર્મજ સાચું છે અને **પવિત્ર છે પીરાણું ધામ, અહીં આવતાં તમે પોંચશો ભેસ્ત મુકામ.** પ્યારા સત્પંથીઓ! આ રીતે વરતવાથી પરસ્લાના પુલ ઉપર અમે તમારો હાથ પકડી પાર ઉતારીને ભીસ્તે પોચાડશું" (સૈયદે કહ્યું.)

"પછી દુધ અને ચોખાની ભરેલ થાળી એક પછી એક હાથમાં લઇ ફાતીઓ પડી, ફુંક મારી તેમાં ગોળીની છાંટ નાખીને પ્રસાદિ પ્હેલી મનેજ દીધી, મારા મનમાં ઘણા વિચારો થયા. કેમકે આ પ્રસાદિ ગળે ઉતારવાથી તો ભ્રષ્ટ થવાશે અને જો વધારે કહીશ તો નીચ કંઘા, ભગલડાઓ મને મેથી પાક ચખાડયા વિના રહેશે નહિ અને સૈયદે પણ કહ્યું કે "છોકરાંને વધારે ભણાવવાં નહિ" તેથી પ્રપંચી પીરાણા "સતપંથ"નાં ખીચડીઆં શાસ્ત્રોમાં અને ગંદી ગોળીમાં

નક્કી ગોટાળો હોવો જોઇએ પણ મારા કમનશીબે મારાં માતાપિતાના દબાણથી કરી વિદ્વાનો અને સારાં પુસ્તકોનો મને લાભ નથી થયો. થાયજ ક્યાંથી ? દુનીઆમાં આજે હુન્નર ઉદ્યોગની નવીન શોધખોળ બુદ્ધિબળ વધારવાના સાચા ઉપાયોના વિચારો અને તેનું વર્તન થાય છે, ત્યાં આજ આવા સ્વાર્થાંધ દંભીઓ, અમોને ઉંધો માર્ગ બતાવી અજ્ઞાનાંધકારમાં રઝળાવી મૂકે છે ! અહા ! મનુષ્યો મનુષ્યોની પ્રકૃતિમાં કેટલો બધો ફેર ! માટે હવે હું પીરાણાના સર્વ પુસ્તકો વાંચી સાર જોઇશ અને રામાયણ, શ્રીમદ્‌ભગદ્‌ગીતા અને મનુસ્મૃતિ જેવાં પુ-સ્તકો સાથે તેની તુલના કરીશ.

આપણા ભાઇઓને પીરાણાથી મુક્ત કરી સ્વધર્મ તરફ પ્રેરવા પ્યારા વૈદિક સનાતન ધર્મના પ્રચાર માટે સ્વબંધુઓ મહાન પુરૂષાર્થ કરી રહ્યા છે, એ સત્ય હોવાથી હું પણ તે ભાઇઓ સાથે મળીને મારી ફરજ બજાવીશ અને દંભી પંથ તેમ આ જેવા સ્વાર્થાંધોનો સંગ મુકી, ઇશ્વરી આજ્ઞાઓના વેદમન્ત્રો કંઠે કરી વારંવાર તેનું મનન કરી જીવન ઉચ્ચ બનાવી મનુષ્ય જીવન સાર્થક કરવા પ્રયત્ન કરીશ. એ વિચારોમાં હું થંભી ગયો હતો અને પ્રસાદિ પણ અપાઇ ગઇ હતી. સૈયદે મને કહ્યુ “ બાલકા ”! વિચાર શાનો કરો છો ? ” મેં કહ્યું કે તમો સૈયદ છો ! અને તમારા હાથની પ્રસાદિ! તે પણ વળી તમારા મોંની ફુંક મારેલી ! તે અમોથી કેમ ખવાય ! ” (પ્રેમજીએ કહ્યું.)

“ ગુરૂ અને ચેલાઓમાં એવો ભેદભાવ કંઇપણ ન હોય ”. ( સૈયદે કહ્યું.)

"નહિ! નહિ!! તમારી અને અમારી વર્તણુંક વચ્ચે ઘણુંજ ફરક છે!" (પ્રેમજીએ કહ્યું)

"બાલકા! તેથી શું થયું, પણ અમે તો તમારા ગુરૂ છીએનાં" (સૈયદે કહ્યું.)

"ગુરૂ છો તો તમારૂં ફુંકેલ ખાવું જોઇએ? એવું શું ધર્મ હોય! (પ્રેમજીએ આશ્ચર્યતાથી કહ્યું)

"બચ્ચા! પાંચશો વરસ થયાં તમારાં ઘરડાંનો અને અમારાં ઘરડાંઓનો ગુરૂ શિષ્યનો સંબંધ ચાલ્યો આવ્યો છે. તમે અને અમે જુદા નથી (સૈયદે કહ્યું.)

"બસ કરો! એ વાત હું કબુલીશ નહિ, છતાં એક હોઇએ તો, અમો જન્માષ્ટમી આદિ તહેવારો ધામધુમથી ઉજવીએ છીએ, રામ અને કૃષ્ણના મંદીરમાં અમો પ્રેમથી માળા ફેરવી પ્રભુ નામ જપીએ છીએ. તેમાનું તમો શું ઉજવો છો? અમારા શિર ઉપર શીખા છે, પણ તમારા શિરે ક્યાં? ઉલટું સફાચટ મેદાન! અને દાઢી વધારવાનું, કુરાન પઢવાનું અને સુન્નત એસી અમોને ઠગીને પઇસા કઢાવી ભ્રષ્ટ કરવાનું તમારૂં ઉંડું ધ્યાન છે, ઓ સૈયદ મીયાં! આ પ્રસાદિથી આજે મને થઇ ગયું જ્ઞાન, (પ્રસાદિ થાળીમાં પાછી મુકી દીધી) (પ્રેમજીએ તપીને કહ્યું)

"બાલકા! પત્થરની જડ મુર્તિને માનવાથી તો દોઝકી થવાય છે! કૃષ્ણ અને રામનું નામ અમો ન જપીએ, કારણ કે અમારા એ વડીલો નથી. (સૈયદે પોત પ્રકાશી કહ્યું.)

"તો પછી ઓ સૈયદ બાવા! કબીરદીન, ઇમામશાહ, સદરૂદીન, હસનશાહ આદિ સૈયદો અમારા પૂર્વજો નથી. તો શામાટે અમો ઇમામશાહની કબર સાથે માથું ફોડીને તેનું નામ પ્રભુને ઠેકાણે જપીએ!

અને તમારૂં *જન્મથી મરણ સુધી પાલણપોષણ કરીએ! ! ઇમામશાહે નકલંકી અવતારમાં કહ્યું છે કે "**જે પત્થર પાણીની પુજા કરશે તે સવા પ્હોર લગી દોઝકમાં છાતી ઉપર ભાર ઉપાડીને ફરશે**" તો અશરફઅલી બાવા! તમો અમારા પાસે પાટ, જ્યોત અને પારાણાની કબર પૂજાવો છો, તો કહો જોઇએ અમારે સાટે તમો પાટ અને કબર આદિનો એક સામટો બોજો છાતી ઉપર ઉપાડીને અહીં તહીં ભટકી બરાડા પાડશો? કે અમારે પાડવા પડશે? (પ્રેમજીએ કહ્યું).

"એવું કંઇ નથી" (સૈયદે કહ્યું.)

"ત્યારે એવી અનેક પાખંડી વાતો લખીને, અમારા પાસે સત્પંથ નામધારી ધતીંગનું ઢુંઢું પુજાવીને શા માટે ભરમાવી, જગતમાં શરમાવો છો! (પ્રેમજીએ કહ્યું.)

"તમને અંતે સાચા રસ્તે પોચાડવા માટે" (સૈયદે કહ્યું.)

વાહ! સૈયદ!! વાહ!!! જ્યારે કંઇ ન આવડયું ત્યારે આવી ઉડાઉ વાત કરી! પ્હેલાં તમેજ કહ્યું કે "**અમોને દશોંદના લાગા દેતા રહેજો તો ભીસ્તે પોચાડશું**" મીયાં સાહેબ! તમારામાં સાચું જ્ઞાન અને નીતિવાળી વર્તણુંક છેજ કયાં? તમો મુર્ખ ભોળાંઓ પાસેથી પઇસા લુંટવાની હાયપીટ કરીને, તમારો અરબી કુરાની કલામ ભુલો છો! અશરફઅલી બાવા! હવે તો સાચું કહેજોકેઃ—

"**હિંદુ અંધા મુસલમાન કાણા**" એ આદિ કહેનાર કોણ?

"**હજ નિમાજ રોઝા કરે એવી કુડી ક્રિયાએ કારજ ન સરે**"

---

* એક પ્રાસ્તાવીક નીબંધ વાંચો, પાનું ૨૯

એ પીરાણાના પોથામાં લખનાર કોણ? વળી તે છતાં ઇમામ-શાહને તો પગ સુધી લાંબી કફની, હાથમાં સ્હાનક, લાંબી દાઢી અને સાદી ટોપી એવો પ્હેરવેશ તમારા કહેવા મુજબ હતો. હવે તમે તો પઇસા માટે દાઢી મુંડાવી. પોતીઆં વાળી અમારે આંગણે શ્વાન પેઠે ભમી પેટ ભરો છો. અમોએ હુંડીના લાખો રૂપીઆ તમને આપ્યા તેથીજ તમો તાગડધીન્ના કરો છો, પણ એમ કદી કહ્યું છે કે એ પઇસામાંથી "**સાધુ, સંત, ગાય, કુતરાં તથા તમારાં ગરીબ ભાંડુઓને કંઈક હિસ્સો આપો**" ક્યાંથી કહો! 'બસ અમોનેજ આપો" એવું કહેનાર મતલબીઆઓ! તમો આ કળીયુગમાં ખરેખરા ઢોંગીઓ છો. (પ્રેમજીએ કહ્યું.)

"છોરા! વધારે બોલવાનું કામ નથી, પ્હેલાંથી તને અહિંઆ આવવુંજ નહોતું (પાસે બેઠેલ માના ભગતે ગુસ્સાથી કહ્યું.)

"હવે કંઈક લજ્જાઓ! આ બધું શું થઈ રહ્યું છે, તે તમે કંઇ જોતા નથી!! તેમ વળી મને ખબર ન્હોતી કે હંસના પીછામાં બગલો છે. એ માના ભગત! હવે જોઇ લેજે? પીરાણાનાં ગંદા ગંધવા કુવાની, અમીની ગોળીની અને આવા દંભીઓના બોધની પાપી જાળમાં જકડાએલાં કેટલાંએ પવિત્ર પંખીડાં ઉડીને, પૂર્વજોએ પાળેલ સનાતન ધર્મરૂપી માન સરોવરના અમૃત જળનું પાન કરે છે!" પછી બહાર આવી કુટણ ભકત અને સ્વાર્થાન્ધ સૈયદનું પોકળ ઉઘાડું પાડયું એટલે એ બધાં ગોઠીઆંઓએ પણ પ્રસાદિ પાછી થાળીમાં મુકીને બ્હાર આવ્યાં, તેથી સૈયદનું કપટી કાર્ય અધવચ્ચે રહ્યું (પ્રેમજીએ કહ્યું.) ત્યારપછી મેં પ્રેમજીને કહ્યું કે "ભાઇ તમે એ દંભી પાસે ગયાજ શા માટે?

"શું કરૂં ! જ્યારે જ્યારે સૈયદો આવતા ત્યારે મારાં માતા-પિતા મને કહેતાં કે સૈયદ પાસે આવવું જવું, તેના સત્સંગનો લાભ લેવો હવે તું કાંઇ નાનો નથી, જેથી ગુરૂબોધ પણ તારી મેળે તું લઇ લેજે. હંમેશની એવી ટકટકથી, તેમજ સુધારાવાળાઓના ભાષણો સાંભળ્યાથી મારા મનમાં એ વાતો ખુંચ્યા કરતી હતી કે, પીરાણા પંથને માનવાથી સૈયદો આપણને લુંટીને ભ્રષ્ટ કરે છે. એવી અનેક વાતોનો નિર્ણય કરવા, તેમ એવી બે વાતોનો મેળ થવાથી સૈયદ પાસે બોધ લેવાનો વિચાર કર્યો હતો" (પ્રેમજીએ હૃદય ખોલતાં જણાવ્યું.)

"ભાઇ ! જે બન્યું તે ઠીક પરંતુ તમારા સુધારાપ્રતિના ઉંડા મનોરથો જાણી મને ઘણો સંતોષ થયો છે, મિત્ર! તમને ધન્ય છે. મેં પ્રેમજીભાઇને ઉત્સાહભર્યા શબ્દોમાં કહ્યું"

મનજી—કાનજીભાઇ ! શીવદાસભાઇએ જે વાત કરી તે તમને સમજવામાં આવી હશે. સૈયદો પાસે કાન ફુંકાવીને ભૂલમાં ભટકવાના પ્રપંચો સ્વધર્મ વિરૂદ્ધ છે, તેથી તેનો જલદી ત્યાગ કરવો જોઇએ.

કાનજી—પણ સાંભળો ! આપણા બાપ દાદાઓ જે પંથ માનતા હતા તે આપણે માન્યા જવો તેમાં ખોટું શું ?

મનજી—કાનજીભાઇ ! આપણા બાપ દાદાએ વાડીમાં ખોદેલ કુવાનું પાણી ખારૂં થઇ જવાથી આપણે બીજો કુવો ખોદી તેનું મીઠું પાણી મોલને પાવું અને પોતે પણ પીવું ? કે બાપ દાદાનો કુવો છે એમ કહી તે ખારા પાણીનોજ ઉપયોગ કર્યા કરવો ?

કાનજી—સારો કુવો ખોદી મીઠું પાણી પીવાની અને મોલને દેવાની જરૂર છે.

**મનજી**—તોપછી ધારો કે પીરાણા પંથની વર્તુલ રૂપી જમીન છે. તેમાં સૈયદ ઇમામશાહ પાસે કુવો ખોદાવ્યો છે એટલે તેના બતાવેલ પંથને મીઠો કુવો જાણીને તેનું મીઠું પાણી પીવાની આશાએ આપણા બાપ દાદાઓએ પીરાણાના કુરિવાજોને ભૂલથી સારા માન્યા હતા. પણ દેશકાળ અને આપણી ઉચ્ચ જાતિ પ્રમાણે વિચાર કરવાથી આજ આપણે એ કુરિવાજ રૂપી ખારૂં પાણી નજ પીવું અને મોહને—કુંમળાં બાળકોને નજ પાવું. તેમજ તે કુવો દાટીજ દેવો. પછી અજ્ઞાને ભરેલા અંતઃકરણને જ્ઞાનરૂપી હથિયારો વડે ખોદી, સ્વધર્મના આદર્શ સિદ્ધાંતરૂપી મીઠું પાણી પોતે અને પોતાનાં સંતાને પીવું એટલે આત્મ તત્વ જોઇ શાન્તિ અનુભવવી.

તેમજ ધારો કે' આપણા બાપ દાદાઓની આર્થિક સ્થિતી ઠીક ન હોવાથી કરજ કર્યું હોય, પછી સારા સંજોગો મળવાથી આપણી સ્થિતી સારી થવાથી તે કરજ આપણે ઉતારવું જોઇએ કે વડીલોના જેમ આપણે આપણા બાળકોપર કરજ કરતા જવું ?

**કાનજી**—એમાં શું ? એ તો સૌ સમજે છે કે, આપણી પાસે નાણાં હોય તો કરજ ચુકાવી નદાવા લેવા.

**મનજી**—ગુજરાતમાં હતા તે વખતે જ્ઞાનનો દુકાળ થતાં આપણા વડીલોએ ઇમામશાહ પાસેથી પીરાણાપંથ રૂપી કરજ ઉધારૂં લીધું હતું અને આપણું પોષણ કરવાને બદલે ઉલટું વડીલોએ તો સૈયદોનાં છોકરાંના પેટ ભરવા માટે અનેક લાગાઓનું વ્યાજ ચુકાવવાનો આપણા ઉપર બોજો કર્યો છે. હવે તો આપણે પરદેશ ફર્યાં. વિદ્વાન માણસો અને ધર્મસભાઓ જોઇ તેમ વળી આપણે કંઇક ભણેલા છીએ, અને આ વખતે સનાતન વૈદિક ધર્મનો સકાળ થવાથી

આપણી પાસે વેદ ગીતા અને ઉપનિષદોના સિદ્ધાંતરૂપી સાચું ધન ભેગું થયું છે. માટે હવે વડીલોએ ઉધારું લીધેલ **કરજ** આપણે સૈયદોને મુળે મૂળ પાછું આપી દેવું. અને તેથી સત્વર ન્યારા થવું જોઇએ. જો સાંભળઃ—

( ધનાશ્રી )

**ઇચ્છો કોમી કલ્યાણ બંધુઓ! ઇચ્છો કોમી કલ્યાણ—ટેક.**
**કાઢી કુધારો જાતિ સુધારો, કરો સંપેથી કામ-બંધુ,**
**નિરાધારનાં કષ્ટો હરવા, આપોને પૂરણ ધ્યાન-બંધુ.**
**પાખંડ સરવે ત્યાગ કરીને, ગ્રહો વેદોનું જ્ઞાન-બંધુ.**
**સત્ય ધર્મનો પ્રચાર કરવા, ખરચો ધર્માદા દામ-બંધુ.**
**કરે વિનંતી "યુવક" આજે, અનુભવો આત્મારામ-બંધુ**

કાનજી—તમારી વાતો સાંભળી પણ સૈયદોનું બતાવેલ જ્ઞાન અને બોધ બહુજ ઠીક છે.

**મનજી**—તેનું જ્ઞાન, ઉપદેશ તો પક્ષપાતી, સ્વાર્થી અને આર્ય સંસ્કૃતિનો જબ્બર વિરોધી છે કેમ કે નકલંકી અવતાર આદિ કલ્પિત વાતોનાં ચીથરીયાં લખનાર ઇમામશાહ અને તેના વારસ સૈયદોએ દોઝકી પેટ ભરવા માટે અન્ય અણસઠ તિર્થ, ગાય અને બ્રાહ્મણ આદિની અતિ નિંદા કરી છે. મિત્ર! તેમ વળી આપણને છળ કપટથી મામદા બનાવવાની ગુપ્ત જાળ પાથરી છે માટેજ એ પંથ ત્યાગવો જોઇએ.

કાનજી—ઇમામશાહે પરચા બતાવ્યા તેથી એ પંથ માન્યો છે.

( હરિગીત )

**મ—અભિમાન અંતરમાં ધરી, અંધકારમાં ઝૂલી રહ્યા;**
**અભિમાનથી ઉન્મત બની, નિજ ફર્જને ભૂલી ગયા.**

હડધુત થાઓ છો છતાં! એ પથ કાં મૂકો નહી;
અનર્થ ઠેલી દૂર કો' કાં સત્યમાં ઝૂકો નહી.
છે ખોટ મોટી આપણી મદમસ્ત ફોગટ બહુ થયા;
સમજ્યા તણું સમજ્યા નહિ, વિણ જ્ઞાન પાવરધા થયા.
સત્ય પ્રત્યે લક્ષ દેવા ચક્ષુઓ જાગૃત કરી;
ઉત્સાહ ધરીને ઉર વિષે, આ મમત મુકોને પરી.

"મિત્ર દાના"

કાનજીભાઇ! ઇમામશાહે પરચાઓ બતાવ્યા તે તમોને કે તમારા વડીલોને?

કાનજી—અમારા વડીલોને

મનજી—તમોને પ્રપંચી પરચાઓ સાથે શું લાગે વળગે! તેમ ઇંદ્રજાળના જેવા ચમત્કારોથી ભોળવાઇ ઓ મિત્ર! આ સૃષ્ટિના સરજનહારનેય ભૂલી ગયા!! કેમકે ઇશ્વરના જગતમાં સરજેલી બહુ વસ્તુઓ છે તેનાથી નવીન વસ્તુ બતાવી હોત તો ઇમામશાહનો પરચો. પણ આતો સૈયદોએ ઇમામશાહને ઇશ્વર ઠરાવીને શાસ્ત્રોમાં લખી. તેની કબર આપણી પાસે અનેક રીતે પુજાવીને પેટ ગુજારો કરવાની બાજી રચી છે. માટે એક કવીએ કહ્યું છે કે:—

"દૂધ પાશો સર્પને પણ ઝેર તેનું તો થશે;
ઉપકાર કરશો નીચપર અપકાર બદલો આપશે.
લાડ કરશો શ્વાનને પણ આખરે ભસવા ધસે;
છે ઇશ્વરી એ કાયદો સૌ જાતપર અંતે જશે."

**કાનજી**—મિત્ર! તમો જેમ જેમ ઉંડી વાતો કરો છો તેમ મને બહુ જાણુવાનું મળે છે, અને હજી પણ વધારે વાતો કહો.

**મનજી**—મિત્ર! તમે સત્ય શોધવા માટે આટલું તાવી તાવીને પુછ્યું તેથી હું બહુજ ખુશી થયો છું. ભાઇઓ! આજે ઘણો સમય થયો છે માટે ફરી સવારે વાતો કરશું.



# પ્રકરણ ૪થું.



## યુવકોની ઉચ્ચ અભિલાષા અને શીક્ષણનો પ્રબંધ.

કા.—ભાઇ! આજ તો મને એક નવો વિચાર થયો છે કે, મારામાં વિદ્યા થોડી છે જેથી પુસ્તકોનો તેમજ વિદ્વાનોનાં વ્યાખ્યાનોનું તત્વ સમજવામાં તેમજ વ્યવહારીકની અનેક બાબતોમાં બહુ ખામી આવે છે, તે ખામી ટાળવા માટે તમારા પાસેથી વધારે વિદ્યા પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા છે.

મ.—તમારો ઉત્તમ વિચાર જાણી મને બહુજ આનંદ થયો, કેમ કે ઘણા યુવકોને "કકો" કેવો થાય તેની પણ ખબર નથી અને તે હોયજ કયાંથી ? નાનપણમાં કાશના વરત ઉપર ભાર દીધેલો હોય અથવા ભણતાં ભણતાં રખડુ છોકરાઓની બુરી સંગતથી વિદ્યાભ્યાસ મુકીને મન દઇને ધંધો પણ ન કરનારા અને સ્વચ્છંદી બની નાટક, ચેટક જોવાં આદિ બાલની અને લુગડાંની ટાપટીપમાં, અરે! વધારે તો એ કે, દુર્વ્યસનને પોષવાની હલકી શોખવૃત્તિથી અનેક રોગોમાં રીબા-

તાઓએ જીવન ઉજ્વળ કરવા માટે, તમારી જેમ વિદ્યાભ્યાસ વધારવાની ઇચ્છા કરવી જોઇએ છે.

કા.—મિત્ર ! પછી મને કોઇ સદ્‌ગુરૂ બતાવો તો મને કંઇક સ્વરૂપનું ભાન થાય.

મ.—ભાઇ ! તમારે હજી પીરાણાની ઘણી ઉંડી વાતો જાણીને તેના પ્રપંચોથી છુટવાનું છે ! પછી જીજ્ઞાસુ બનવા માટે ધર્મશાસ્ત્રોએ કહેલ શમદમાદિ સાધન સંપન્ન અધિકારી બનવું જોઇશે. પછી તમો પોતેજ સદ્‌ગુરૂને શોધી, તે પાસેથી તત્વ સમજી મનુષ્ય જીવનનો આનંદ અનુભવી શકશો.

કા.—એ સાધન એટલે શું તે મને કહો ?

મ.—એ બધાં સાધન તમને સંજોગો મળતાં સમજાવીશ. હમણાં માત્ર અધિકારી થવાનુંજ સમજી લ્યો.

કા.—તો પછી હમણાં પીરાણાની અધુરી રહેલ વાત કરો ! તેમાંથી મને બહુ જાણવાનું મળે છે. હવે મને શીક્ષણ માટે સગવડ કરી આપો.

મ.—તમો સવારેથી દરરોજ રાત્રે મારે ઘેર આવજો. મને જે જ્ઞાન છે તે તમોને દઇ કેળવીશ. તમો સાથે અન્ય યુવકો કેળવણી પ્રાપ્ત કરવા ઇચ્છા દર્શાવશે તો તેમનેય મિત્ર સમજીને કેળવીશ. એમાં હું મારા શીક્ષકોનું અને મારૂં ઋણ સમજું છું. મેં પ્રાપ્ત કરેલી વિદ્યા તમોને શીખવી રહ્યા પછી આપણે સર્વે મફત રાત્રીશાળામાં ચાલશું. બોલો મિત્રો ! તમારો શું વિચાર છે ?

"અમો પણ વિદ્યા વધારવા હંમેશાં આવશું," (ગોપાલ અને શીવદાસે અતિશય ઉમંગથી કહ્યું.)

મ.—બહુ સારૂં આજે સમય પુરો થયો છે માટે સવારે જીવનના ઉત્તમ કાર્ય અર્થે ભેગા મળશું. શીવદાશ! તમે પ્રેમજીની વાત કરી હતી તેને પણ સવારે તમો સાથે લઇ આવજો. ભૂલતા નહીં!

શી.—મિત્ર! એવું કદી ભુલાય!

## પ્રકરણ ૫મું.

વર્ષા થકી અવની મહીં અન્ન, ઘાસ પેદા થાય છે;
વર્ષા વિના દુઃખીઆં થઇ બહુ પ્રાણીઓ પીડાય છે.
વર્ષા અતિ વર્ષે તથાપિ ખેડુતો કાર્યો કરે;
વર્ષાદ મુશળધાર મહિં ભૂમાતની સેવા કરે.
કષ્ટો ઘણેરાં વેઠીને દીન, રાત વગડામાં ફરે;
એવા ઉદ્યોગી ખેડુતોનાં કષ્ટ કોણ ઉરે ધરે?

### કાનજીના પિતાનો પત્ર.

સર્વ મિત્રો સાથે મળી શીક્ષણનું કાર્ય કરતાં કરતાં બે વરસ થયાં છે. દરરોજ પ્રમાણે સેશન કર્યા પછી આજ તો ગળગળતા સ્વરે કાનજીએ કહ્યું કે, "મિત્રો! મારે હવે દેશ (કચ્છ) જવું પડશે, ત્યાં અમારી ખેતીનો નીકાલ કરવો છે.

મ.—શા કારણથી ખેતી મુકી દેવી છે?

કા—મારા પિતાએ, પત્રમાં લખ્યું છે કે, "સુત કાનજીને માલમ થાય કે ગઇ રાત્રે આપણી વાડીના ડેલામાં બાંધેલ મુંજડો અને

ધોળીઓ એ બે બળદો અને માંકડી ગાયને ચિત્રે મારી નાખ્યાં છે! આપણા ઘરનો અને ખેતીનો જેનાપર આધાર હતો, તેવું સાચું ધન નાશ થયું છે! પુત્ર!! અમો પણ રાતના બારે છુટથી ફરી નથી શકતા. એવું અમો ગરીબોનું દુઃખ કોઇ ટાળતું નથી અરે! કોઇ પુરૂં સાંભળતુંએ નથી! તો દુઃખનાં આંસુ ખેરવવાં કયાં? મોતી-શાનું આપણા ઉપર વ્યાજ ચાર વરસનું ચડયું છે, તો મુળ શેમાંથી દેવાય અને મોતીશા વાડીમાંથી પોતાના હાથે શાક, પાદડું લઇ જાય તો તેને ના ન થાય તેમજ રોજ કે છે કે "અમારાં નાણાં આપો." સિપાઇ ભેગાર માટે ગાડું લેવા આવે તો તેના રોકની વળી હદજ નહી. હવે હું બહુ કંટાળ્યો છું. જ્યાં પ્રજા અને ભૂમિમાતાની સેવા કરનારા ખેડુતોના સુખના સાધનનો પૂર્ણ વિચાર કરી યોગ્ય વ્યવસ્થા રાજ્ય પોતે ન કરે તો રહેવાય શા આધારે! પુત્ર! તું જલદી દેશ આવ. હવે આપણે ખેતી મુકી દેશું."

લી૦ તારો દુઃખી બાપ સુખી માવા ભીમજી.

મિત્રો! એ પત્રના જવાબની વિગત મેં આંસુ ખેરવતે ખેરવતે લખી છે કે, **તમારા દુઃખમાં ભાગ લેવા જલદી આવું છું.**

**ભાઇઓ!** મારે તો હવે સવારેજ દેશ જવું છે!

**મ.**—તમે કહ્યું એ દુઃખ સાંભળીને મારાં રૂવાંડાં ઉભાં થાય છે! પણ તમારાં કુટુંબીઓ જે દુઃખનો અનુભવ કરી રહ્યાં છે તેને તો અતિશય અકળામણ થતીજ હશે કેમકેઃ—

**પશુઓ બિચારાંને અહા! ચિન્તાઓ ફાડી ખાય છે!**
**તો તે છતાં કયાં એહ રક્ષા હા! માનવીથી થાય છે!**

તેમ વળી અહિં તોઃ—

"જ્યાં દુધની સરિતા હતી ત્યાં છાશ પણ મળતી નથી;
ઘી તો મળે કયાંથીજ ઘીની વાસ પણ મળતી નથી.
માખણ મલાઈની જરી મીઠાશ પણ મળતી નથી;
વસ્તુ અમારા દેશની છે ખાશ પણ મળતી નથી.
ક્યાંથી મળેરે! ગૌ વધે ગૌ બાપડી ચિરાય છે!
ઘી દુધના બદલે મનુષ્યો માંસ તેનું ખાય છે!

મિત્રો! આજે જ્યાં જુવો ત્યાં:—

ખેડુતને મળતા નથી ખાવા પૂરણ દાણા હવે;
તે વાવશે શું? પેટ પર બંધાય છે પાણા હવે.
ને રંક થઈ રખડી રહ્યા છે જે હતા રાણા હવે;
કોઠાર ખાલી થઈ ગયા છે! તે મહીં કાણા હવે.
કંઇ લાખની ઉપજ થતાં પણ રાખ આવે હાથમાં.
વળી વર્ષની મહેનત બધી લઇ જાય છે તે સાથમાં.

x x x x

છે દેશ આ દુર્બળ ઘણો, ખેતી ઉપર આધાર છે;
બળતા ભડકતી આગમાં તે ખેતીના કરનાર છે!
દુઃખમાં બિચારા ભૂખમાં કાંધે ઉપાડે ભાર છેઃ
તેવું છતાં તેના પરે તો માર અપરંપાર છે!
આવી ફસાવી ભોળવી *ચંડાલ ફોલી ખાય છે!
કાં કાળથી કીધી કમાણી ધૂળધાણી થાય છે!

શાં. ૧૯૮૪ મહા સુદ ૧૦ બુધ. (મિત્ર દાના)

*રૌવદો અને કાકાઓ.

કાનજીના પિતાશ્રીએ લખ્યું છે કે "ત્રણ ઢોરોને ચિન્તે મારી નાખ્યાં છે." પણ મિત્રો! આપણા ભાઇઓ દેશ અને પરદેશમાં બહુજ મહેનત કરી પરસેવો રેલીને ધન કમાય છે. તેવા અનેક બંધુઓની કમાઇને ચૂસવા માટે કાકા અને સૈયદોરુપી મોટા મોટા ક્રુર ચિન્તાઓએ, દિવસે અને રાત્રે, મહિને અને વર્ષે એમ અનેક પ્રકારેથી સ્વાર્થની વિક્રાળ દાઢોની ઝેરી રાક્ષીઓ જ્ઞાતિનાં ભાઇ, બ્હેનો અને કુમળાં બાળકોના મનપર, હૃદયપર અને કમાણીપર ઉંડી ઘોંચી મુકેલ છે! તેઓથી આપણાં ભાંડુઓને બચાવવા માટે આજે સર્વ નવયુવાનોએ એકમત બનીને નીરંતર પ્રયત્ન કરવો. તેમાં ભુખ, તરસ અને તાઢ, તડકા સહન કરી એ ક્રુર ચિન્તાઓ દૂર રાખી, ભાંડુઓના ધનનું તેમજ કીર્તિનું રક્ષણ કરવું. એ ફર્જ દરેક ઉત્સાહિ મિત્રે પૂર્ણ બજાવવીજ.

પ્રે.—આપણા આગેવાને, એ ચિન્તાઓને પીરાણાના પાંજરામાંજ પુરી રાખવા જોઇએ, ત્યાંથી બ્હાર ન નીકળવાથી આપણી જ્ઞાતિની રક્ષા થશે.

**શી.**—પીરાણામાં તો પુર્યાજ છે! પણ આપણામાં અજ્ઞાનની કાળરાત્રી છાઇ છે, જેથી નીઃશંકપણાથી મનમાનતો શિકાર કરી ખાવા માટે રખડતા ફરે છે, પણ તમારા કહેવા પ્રમાણે તો એ ચિન્તાઓનું પોષણ કરવાની બંદોબસ્ત પણ આગેવાનો ઉપર આવે છે! માટે એ વાત પણ યોગ્ય નથી. પરંતુ હાથમાં સદાચાર રૂપી મોટી મોટી લાકડીઓ અને શાસ્ત્રોના સત્ય સિધ્ધાંતના જ્ઞાન રૂપી મોટા મશાલ લઇને જ્ઞાતિની ચોફેર પ્હેરા દેતા રહે તોજ સૈયદો અને કાકારૂપી ચિન્તાઓ દૂર રહે.

મ.—મિત્રો ! સૈયદો અને કાકાઓએ, પોતાને હુંડી મળવાના ખોરાકના હિસ્સામાંથી પ્હેલું આગેવાનોનેજ ચાખવા દેવા માટે એ સ્વાર્થના પાંજરામાં ! તે પણ કચ્છમાંજ પુરી મુક્યા છે !! કારણ કે આગેવાન એટલે ગુપ્ત કુડ કપટની ઇંદ્રજાળ ખેલનાર, દંભથી અન્યાયીપણાના કાર્ય કરનાર, આજ આપણા સૌના જોવામાં આવે છે. તેથી આગેવાનોને બદલે આપણેજ જ્ઞાતિ રક્ષા માટે જાગૃત રહી પ્હેરો ભરવાનો છે. તેમાં પ્રથમ બુદ્ધિ, બળની મોટી જરૂર છે, તેથી પ્હેલું તો આપણે દુર્વ્યસનોથી અળગા રહી શારીરિક શક્તિ વધારવા માટે વ્યાયામ (કશરત)ની બહુ પ્રકારે કોશીષ કરવાની છે.

પ્રે.—મનજીભાઇ ! તમે *શારિરીક બળ વધારવાની વાત કરી, તે તો મારા મનમાં બહુજ ખુંચી ગઇ છે ! મને બીડી પીવાની પ્હેલાંથી આદત પડી ગઇ છે, તે આદત મુકાવવા મારા કાકાએ, મને બહુ બહુ સમજાવ્યો. છતાં તે ન દેખે તેમ ચોરી ચુપકીથી બીડી પીતો. તેની મારા કાકાને ખબર પડતાં બે ત્રણ વખત લાકડીવતી મને બહુજ માર્યો, છતાં એ નઠારી આદત ન ગઇ. પણ મિત્ર! તમારાં ઉપયોગી વચનો સાંભળતાંજ બીડી અને બીજાં ઝેરી દુર્વ્યસનોને હંમેશ માટે ત્યાગ કરવાનું આજે પ્રણ સ્વીકારૂં છું.

મ.—મિત્રો ! સુધારકને શોભાવનારૂં સદ્વર્તન આજે પ્રેમજીએ સ્વીકાર્યું છે. એવું વ્રત ધારણ કરવાથી આપણી ઉજળી છાપ અન્ય ભાઇઓના હૃદયપર ત્યારેજ પડશે. માટે વ્હાલા બંધુઓ! તમોમાંથી કોઇ પણ ભૂલથી વ્યસનો સેવતા હોતો, તેથી આ સમગ્ર જીવનભર

---

*વાંચો પ્હેલું પુષ્પ.

ન્યારા રહી શારીરિક શક્તિ કેળવજો અને કાકા, રૌપદોરૂપી ચિન્તાઓ દૂર રાખી ગ્રાતિનું રક્ષણ કરવા જાગૃત રહેજો.

કાનજીભાઇ ! તમે મોતીશાના લેણા બાબતનો બીજો કોઇક બંદોબસ્ત કરજો. તેમાં અમારી મદદની જરૂર પડે તો અમે તૈયાર છીએ, તેવો અમને જલદી પત્ર લખજો. તે છતાં મારો પિતાશ્રી દેશમાં ખેતી કરી રહ્યા છે. તે પાસેથી તમે જોઇતી મદદ માગી લેજો. પછી તમે એકલા *પરદેશ આવજો પણ દેશમાં ખેતીને મુકશો નહિ.

કારણ કે જગતમાં ઉત્તમ ધંધો ખેતીનો છે, તેમ આજ તો મોટા મોટા શાહુકારો અને વિદ્વાનો પણ ખેતી કરીને સાદુ અને સ્વાશ્રયી જીવન ગુજારવા પ્રયત્ન કરે છે, માટે આપણે ચાર છ મહિના પરદેશમાં કમાઇએ અને પાછળ આપણાં કુટુંબીઓ ખેતી કરતાં રહે, જ્યારે આપણે દેશમાં રહીએ ત્યારે દૂધ છાશ અને તાજું અન્ન આદિ પૌષ્ટિક વસ્તુઓ આપણને તથા આપણાં બાળ બચ્ચાંઓને હંમેશ મળવાથી આપણે સૌ રૂષ્ટપુષ્ટ બનશું, ભાઇ ! તે છતાં ખેતી કરનારા દુનીઆને કેટલા ઉપયોગી છે, તેના માટે એક કવિએ કહ્યું છે કેઃ—

( હરિગીત )

**જે ક્ષત્રિ સમરાંગણ મહિં, અસિને ધરી ઝઝૂમી રહે;**
**તે ક્ષત્રિનેયે પોષતા, જે ખેડુ હળ હાંકી શકે.**
**જે વૈશ્ય રેલી રત્નરાશિ, વૈભવે સોહી રહે;**
**તે વૈશ્ય ને યે પોષતા, જે ખેડુ હળ હાંકી શકે.**

---

*કચ્છથી બહાર.

જે શૂદ્ર કંગાલી બુરી, ફીટાડવા મથતા રહે;
તે શૂદ્ર ને યે પોષતા, જે ખેડુ હળ હાંકી શકે.
જે બ્રહ્મ અર્પી અર્ઘ્ય, દેવોને સદા સંતોષી રહે;
તે બ્રહ્મ ને યે પોષતા, જે ખેડુ હળ હાંકી શકે.
જે દેવ નિયમે ધરી, ધરણી ચક્રને ચલવી રહે;
તે દેવયેને પોષતા, જે ખેડુ હળ હાંકી શકે.

( પટેલ બંધુ. )



# પ્રકરણ છઠું.

## ધર્માદાના નાણાનો સદુપયોગ.

કાનજી આજે દેશમાં ગયો છે. સર્વે મિત્રો નિયમ મુજબ અભ્યાસ કરવા માટે રાત્રે ભેળા થયા છે. લેશન કરી લીધા પછી મનજીએ વાત કરી. "કાનજીના કુટુંબનું દુઃખ સાંભળીને એવું કેનું હૃદય હશે કે રડી ન ઉઠે ! મિત્રોનાં મન દુભાશે એમ કાનજીને થતાં મદદ માગવા માટેનો આપણને વખતે પત્ર ન લખે ! પરંતુ આપણે તો એ વિષે આજે કંઇક વિચાર કરવાનો છે.

**શી.**—મિત્રની આર્થિક સ્થિતિ સુધારવા માટે બંદોબસ્ત કરવો એ આપણી પ્રથમ ફરજ છે.

**મ.**—ગોપાલ! તમે મને પ્રથમ પુછ્યું હતું કે "જ્ઞાતિ ઉદય માટે ફરજ બજાવવા તૈયાર બનું એવી વાત કહો !" ત્યારે મેં કહેલી

વાતોનુ તમને સ્મરણ તો હશેજ. જેથી ધનનો સદુપયોગ કરવાની આપણા ઉપર ખરેખરી ફરજ આજે આવી છે. માટે આપણાથી જે બની શકે તેટલી રકમ કાનજીને મોકલાવીએ. મિત્રો! સૌથી પ્રથમ આપણા દુઃખી મિત્રના કુટુંબની દાઝ અંતઃકરણમાં ધરીને મારાથી થતી મદદ રૂપીઆ પચાશની અત્યારે તમારી સમક્ષ હાજર કરૂં છું. બોલો હવે તમારો શું વિચાર છે?

**શી.**—હું આ વર્ષમાં રૂા. ૫૦૦) કમાયો છું, તેની વિશોંદના રૂા, ૨૫) થાય છે. તે હવે પીરાણે હુંડી મોકલનારાઓને નહિં આપું પણ આવાં ધર્મની ફરજ બજાવવાના કાર્યમાં ઉમંગથી આપીને મારી અલ્પ સેવા બજાવું છું."

ગો.—આપણા પાસે પેટીમાં નિરર્થક નાણાં પડયાં રહેશે તે કરતાં આપણાં ભાંડુઓને સુખી કરવામાં વપરાય તો એથી વધારે પૂણ્ય અન્ય શું હોય! આજ આપણી સ્થિતિ ઠીક છે અને સમયાનુકુલ ભાવીનું ચક્ર બદલી જાય તો એ નાણાનો સદ્‌માર્ગે વ્યય કરેલો અચાનક આવનાર દુઃખના સમયે અવશ્ય ધૈર્યતા આપેજ. તે છતાં આપણા હજારો રૂપીઆ દર વર્ષે પીરાણે મોકલે છે તેમ આ વર્ષે પણ આગેવાનો પીરાણે મોકલશે પણ તે નાણાને આપણે સર્વ યુવાનોએ અટકાયત કરી પીરાણે નજ મુકવા દેવાં અને મજકુર નાણાંમાંથી માધા મુખી જેવાં અનેક દુઃખી કુટુંબોને મદદ આપવી. મિત્રો! કાનજીને દુઃખમાં દિલાસો આપવા માટે મારાથી ફૂલ નહિં પણ તેની પાંખડી રૂપે રૂા. વીશ આપું છું.

પ્રે.—મારા પાસે દોઢશો રૂપીઆ હતા. તેને મેં પખવાડીઉં થયું દેશમાં મારા પિતાને મોકલાવ્યા છે. તેમાંથી મારો પિતાશ્રી વિશોંદ તો દેશેજ! આજે તેના માટે મને બહુજ ખેદ થાય છે!! તે

છતાં કાગળ મોકલીને મારા પિતાશ્રીને સમજાવી શકાય તેમ નથી. મનજીભાઇ! ૨૫) રૂપીઆ આપી મારી ફરજ બજાવવાની ઇચ્છા છે પણ મારા પાસે હમણાં પૈસા ન હોવાથી તમેજ મારે ખાતે માંડીને આપજો.

મ.—તેમાં મારા કયાં મનાઇ છે. મિત્રો! એ સર્વે મળીને રૂા. ૧૨૦) થાય છે. તેમાં પાંચ રૂા. બીજા હું પુરા કરી રૂા. સવાસોનું મની-ઓર્ડર કાલેજ કાનજીને મોકલીશ. ભાઇઓ! આજ આપણે બહુજ અગત્યનું કાર્ય કર્યું છે. એવાં કાર્યો કરવાની સર્વે યુવાન મિત્રોને પ્રભુ પ્રેરણા આપે. હું એજ ઇચ્છું છું.



# પ્રકરણ સાતમું.

## નંદન બાગ જેવી વાડી વેરાન!

પ્રભાતમાં સૂર્ય નારાયણ પોતાનાં પ્રકાશમાન કિર્ણોને પૃથ્વીની ઉંચી નીચી જમીન પર પાથરીને જંગમ અને સ્થાવર સૃષ્ટિને સ્નેહથી ચુંબન કરી રહ્યો છે. એવા સમયે કાનજીએ દૂરથી ઉંટ પર બેઠે બેઠે પોતાનું ગામ નજરે દીઠું. તે વખતે ગામમાં ન જતાં પહેલો પોતાની વાડીએ ગયો. એજ વાડીમાં દશ વર્ષ પ્હેલાં પિતા, પુત્રે સાથે મળીને રોપેલ જુદી જુદી વનસ્પિતીનાં ફળદાયી ઝાડો હતાં, તેની સાથે કેળનો નાનો સરખો પણ મોટા પ્રમાણમાં ફાલ આપતો જુથ્થ, આંબાના ઝાડોની મોટી બે હારો, દાડમ, લીંબુ અને જાંમફળ, સીતાફળ આદિ સુહાગી વૃક્ષની ઘનઘોર ઘટા હતી. તેમાં કોયલ, પોપટ, મોર, તેતર આદિ

પક્ષીઓ, મનોહર કીલકારનું ગાન કરી અહિંતહિં ઉડતાં હતાં. મોગરો, ગુલાબ અને ચંમેલીના ફુલોની મધુરી સુગંધ મ્હેકતી હતી, તેમાં ભમરાઓ ગુંજારવ કરતા હતા. શાકભાજીના કયારાઓ, રંજકાનો ઘેરો વગેરે તેમ હમેશાં જાર વવાતી, તેની પેદાશ પણ સારી ઉપજતી. વૃક્ષો તેમજ નવીન મોલના રક્ષણ માટે વાડીને ચોતરફ થોરની વાડ હતી. એ વાડીને જોતાં કુદરતની કારીગરીનું ભાન થતાં હૃદય શીતળ થતું હતું. તેમ વળી પરગામનાં આવતાં જતાં માણસો વાડીએ વિસામો લઇ બહુ રાજી થવાથી વાડીના માલીકને આશાષ આપતાં હતાં.

મિત્ર વાંચક! આજ દીલગીરીની વાત તો એ હતી કે તરતમાં ત્યાં ઉપયોગી ત્રણ ઢોરોનો ચિત્તાએ નાશ કર્યો અને બે વરસ લાગટ વરસાદ પુરી ન વરસવાથી કુવામાં પાણી પણ ખુટયું હતું. બાકી રહેલ બે બળદો દુકાળના લીધે પેટ પુરતું ઘાસ ન મળતાં દુર્બળ બની ગયા હતા, જેથી કોસ ખેંચવા જેટલી તાકાત રહી ન્હોતી. તેથી મોલ અને ઝાડોને પાણી પુરૂં ન મળવાથી સુકાયાં હતાં. એમ વાડીનો પલટો જોઇ કાનજીના અંતઃકરણમાંથી નીચેના દુઃખોદ્ગાર નીકળ્યા.

"સુભાગી વૃક્ષો અને મોલથી હમેશાં ભરપુર રહેતી મારી લીલી છમ વાડીનો આજે એ તોર કયાં? હાય! અફશોષ!!

**હરીયાળી વાડી બાગ જેવી દિસતી જે એક દીન**
**આજે અહા! ત્યાં શું બન્યું? દેખી રહ્યો હું વૃક્ષ હીન!**
**કીલકાર કરતાં પક્ષીઓ સૌ ઉડીને ચાલ્યાં ગયાં!**
**માતા, પિતા મમ પુજ્ય તે બે હાલ આજે થઇ ગયાં!**
**બળવાન જોડી બળદની મમ બંધુ સમ તે છેજ કયાં!**
**જેનું હમેશાં દુધ પીતો રાંકડી ગૌ માત કયાં?**

કાનજીનો સ્વર સાંભળતાંજ 'માધો મુખી ડેલાથી બાર આવી પુત્રને ભેટતાં આંખોમાંથી દુઃખાશ્રુની ધારાઓ વહી રહી છે. તેવામાંજ સામેથી કાનજીનાં માતુશ્રી ગંગાબાઇ ભાત લઇ વાડીએ આવ્યાં. કાનજી દોડીને માતાના ચરણમાં નમી પડયો. "બેટા સુખી રહે" એમ માતાએ કહ્યું અને આંખોમાં જળ ભરાઇ આવ્યું. પછી કાનજીએ પુછ્યું. "માતાજી! ભાઇ કરશન અને બેન જમનાં દેખતાં નથી તે ક્યાં ગયાં છે?"

"જમનાબાઇ સીમમાં બળતણ કરવા ગઇ છે અને ભાઇ ખળે આંટો દઇને પછે સામેની મોરી (ટેકરી)ની પાછળની લંકમાં (ઢોળાવમાં) વોડને ચારવા માટે રોટલા લઇને પરોઢીએ ગયો છે, તે દિવસ આથમ્યે આવશે અને બાઇતો હમણાં આવવીજ જોઇએ." (કાનજીની માતાએ કહ્યું.)

વાડીનું સર્વ કામ આટોપી ત્રીજા પ્હોર પછી સુખદુઃખની વાતો કરતે કરતે કાનજી અને તેનાં માત, પિતા તથા બેન જમનાં ઘેર ગયાં. પખવાડીઆં પછી ઘર, વાડી અને સઘળી મીલ્કત મોતીશાના કરજમાં દઇને નદાવા લીધા. હવે રહેવા પોતાનું ઘર નથી! પેટમાં ખાવાનું અન્ન તથા શરીર ઢાંકવા પુરતાં કપડાં પણ પાસે રહ્યાં નથી!! એવી પોતાપર અને કુટુંબપર આફત આવતાં માધા મુખની આંખોમાં પાણી ભરાઇ આવતાં મુખથી નીચેના દુઃખોદ્ગાર નીકળ્યા.

રે! ઓ પ્રભુ! આજે અમો પર દુરદશા દી'ન આવીયા;<br>
પૂર્વે કરેલાં પાપ તે શું! આ સમય ભોગવાવીયાં?<br>
જૂઠી ક્રિયાઓ કે કરી જ્ઞાતિ તણો મુખી થઇ!<br>
છે ભેદ શું એ વાતનો સમજાય મ્હારાથી નહીં.

મારાક જી, હા, કરી મમ કથનપર ચાલ્યા હતા;
તે આ સમય સૌ બાંધવો, ગરીબાઈથી અળગા થતા.
રે! ઓ પ્રભુ! મુજ રંક પર કંઈ રહેમ તું કરનાર છો!
અર્ણવે ડુબી જતાં પણ તુંજ તારણહાર છો!

થોડીવાર શાંત રહીને માધામુખીએ કાનજીને કહ્યું. "દીકરા! મેં નોતું જાણ્યુ કે અમો દેખતાં તમો ઉપર દુઃખનું વાદળું છવાય! પણ આતો મારાં કરેલ પાપનું ફળ તમો સર્વને ભોગવવું પડે છે!!"

"પિતાજી! આજ આપણા પર અચિંત્યું દુઃખ આવ્યું છે તેતો ભોગવ્યેજ છુટકો છે. તમારે હવે મનમાં દુઃખી ન થવું. કારણ કે તમારાં સર્વનું પોષણ કરવાનું મારા શીરે છે. હવે જેમ બને તેમ જલદી પરદેશ ચાલવાનું કરીએ." (કાનજીએ ધૈર્ય આપવા કહ્યું.)

"પરદેશ પ્હોંચીએ એટલી વાટ ખરચી કયાંથી કાઢશું?" (માધા મુખીએ નિસાસો નાખી કહ્યું.)

"તમે બાપ, દિકરો મુંજાઓ છો શા માટે? મારા પગમાં કડલાં છે તેને માવજીભાઇ (મનજીનો પિતા) કને રાખો અને પરદેશમાં હું દળણું દળીને એ પૈસા ભેળા કરીશ." (કાનજીની માતાએ પોતાના વિચારો જણાવ્યા.)

"બાઈજી! મારી બચકી (વહુઓની ખાનગી મીલ્કતની ગાંસડી.) માં વીસ કોરી છે તે તમે કાઢી લ્યો, હમણાં એ પણ કામ આવી જશે." (કાનજીની સ્ત્રીએ હળવેથી કહ્યું.)

"કાનજી! તારી માતા તથા તારી સદ્ગુણી વહુને કહું છું કે તમો અમને સાચો દિલાસો આપો છો તે અમે સ્વીકારીએ છીએ, પણ એ ભાર અમો બાપ, દિકરા ઉપર છે, તેનો બંદોબસ્ત અમો કરશું."

માધો મુખી વાત કરતા હતા ત્યાંજ "કાનજી માધા!" "કાનજી માધા!" બ્હારથી એવા અવાજો કાને સંભળાયા. "કાનજી, બ્હાર જો આવી દુઃખની વેળાએ હવે વળી કીયું માગતલ આવ્યું?" (માધા મુખીએ ભયભીત થતાં કહ્યું.) કાનજી બ્હાર ગયો, ત્યાં ટપાલીઓ હાથમાં મનીઓર્ડરનું ફોર્મ અને કાનજીના નામનું એક પરબીડીઉં (કવર) લઇ ઉભો હતો.

"કાનજી! તમારા નામથી મનજી માવજીએ રૂ. સવાસો મુકયા છે. તમે આ ફોર્મ ઉપર સહી કરો, અને લ્યો રૂપીઆ અને તમારો આ એક કાગળ છે તે પણ લ્યો." (ટપાલીઆએ કહ્યું.)

કાનજીએ ઉમંગને મનમાંજ દાબી રાખી સહી કરી, રૂપીઆ લીધા પછી ત્યાંજ ઉભો રહીને કાગળ વાંચ્યા, પછી ઘરમાં ગયો. "પિતાજી! આપણને જે વાતની મુંઝવણ હતી તેની ભીડ આ પળેજ ભાંગી ગઇ છે! "જેમ નરસીંહ મહેતાની હુંડી સામળીએ શીકારી (ભરી)" તેમ મારા અંતરની ઉર્મીઓથી હુંડી રૂપે મિત્રો પાસે માગણી કરી રહ્યો હતો, તે હુંડી ભરીને મારા પરમ શુભેચ્છક મિત્રોએ આવી અણીના વખતે મારા ઉપર મોકલી છે!! તેના આ લ્યો સવાસો રૂપીઆ. (કાનજીએ અતિ ઉમંગથી કહ્યું.)

"એ પૈસા મુકનાર કોણ છે?" (માધા મુખીએ આશ્ચર્યતાથી પુછ્યું.)

"પિતાજી! એ તમોને હું આ વખતે નહીં કહી શકું. કારણ કે આપને પૈસાની જરૂર હતી તે પ્રભુએ મેળવી આપી છે. તે છતાં પૈસા મોકલનાર મિત્રે આ પત્રમાં લખ્યું છે કે "તમારા શીવાય અમારા નામની કોઇને ખબર ન પડે. કેમકે મિત્રોના હિત માટે મિત્રો ફરજ બજાવે છે, તેમાં નામ બતાવવાનું નજ હોય! પણ આ પ્રસંગ

જુદોજ છે, તમો દેશમાં અને અમે અહીં છીએ. તેથી નામ લખવાની ઇચ્છા ન હોવા છતાં પૈસા મોકલાવનાર તરીકે મારૂં નામ લખવું પડ્યું છે. અમો મિત્રો સમજીએ છીએ કે અમારૂં ધન મિત્રો અને ભાંડુઓને અથવા પાડોશીઓને જો કામ ન આવ્યું તો એ ધન શા કામનું? ભાઇ! તેથી અમે તમોને ફુલ નહીં પણ ફુલની પાંખડી અર્પણ કરી છે તે આપ સ્વીકારશો અને તમોએ મોતીશાના કરજનો યોગ્ય બંદોબસ્ત કર્યો હશે.

લી. તમારૂં હરનીશ હિત ઇચ્છનાર મિત્રો.

"વ્હાલા દીકરા! આપણી ભીડ ભાંગનાર તારા મિત્રોનું મને નામ તો કહે? હું તો કોઇને નહિં કહું." (મુખીએ ઉમંગ અને અધીરાઇથી પુછ્યું.)

"વડીલ! નામ કહેવાની ના છે, હવે તમને વધારે શું કહું!" (કાનજીએ પિતૃધર્મને તેમજ મિત્ર ધર્મને સાચવતાં કહ્યું.)

"ભાઇ! જેનું આપને કામ હતું તે તારા મિત્રોએ અણીના સમયે પતાવ્યું છે. હવે આપણે પરદેશ ચાલવાની તૈયારી કરીએ." (મુખીએ કહ્યું.)

# પ્રકરણ આઠમું.

શુભ સત્યવાળા માર્ગપર, જે જન અવલંબી રહ્યા;
સંપે મળી સત્કાર્ય કરતાં ઉન્નતિ સાધી રહ્યા.

આ જગતમાં અધિકાર તેનો સરળતાથી થાય છે;
સ્વાભિમાનતા એ દેશનું ગૌરવ અતિ અંકાય છે.

—:૦:—

## શુભ સંસ્કારો અને યુવાનોનું ધ્યેય.

માધોભાઈ પોતાના કુટુંબ સહિત પરદેશ ગયા, ત્યાં ધંધા રોજગાર સારા હોવાથી પૈસે ટકે સુખી થયા અને ફરી ત્યાં મુખી બન્યા તેથી પહેલાંની ગરીબીનું દુઃખ વિસારે પડતાં મોટપમાં ફુલાઇ ગયા છે. મનજીને ઘેર કાનજી, શીવદાશ, ગોપાલ અને પ્રેમજી દરરોજ રાત્રે વિદ્યા વધારવા જતા હતા. સર્વ મિત્રોએ પોતાનું લેસન કર્યા પછી કાનજીએ કહ્યું. "મનજીભાઇ! ગઇ રાત્રે મને મારી ધર્મપત્નીએ કહ્યું હતું કે" "આજ હું લક્ષ્મીભાભીજી (મનજીની ધર્મપત્નિ.) પાસે ગઇ હતી. તેમણે ધર્મના પવિત્ર આચાર વિચાર વિષે, પતિવ્રતાની નીતિ, પ્રભુ ભક્તિ, સાસુ, સસરાની સેવા અને સંતાનો ઉછેરી આરોગ્યવાળાં રાખવાં અને કેળવવાં તેમજ ઘર કાર્યમાં ચોખ્ખાઇ રાખવી એવી બીજી બહુ વાતો "ગ્રહસ્થાશ્રમ, નવદંપતિની શીખામણ અને મહિલા મહોદય"ની ચોપડીઓ વાંચીને સંભળાવી હતી. તેથી મેં કહ્યું કે લક્ષ્મીભાભીજી! આટલા દિવસ તો હું એમજ સમજતી હતી કે સુધારાવાળીઉ લુગડાં અને દાગીનાજ પેરવામાં સુધારો કરી લીધો સમજે છે પણ આજ તમારા ઉંચા વિચાર જાણીને મારા મનમાં બહુ અજવાળું થયું છે. ભાભીજી! અમો પણ તમારી જેમ સનાતન ધરમ પાળીએ તો કેમ? પછી લક્ષ્મીભાભીએ કહ્યું કે, "તો તો બહુજ ઠીક. કારણ કે આપણે પાંચ ઘરની બેનો એક વિચારથી એકજ મત કરી લઇએ તો પછી આપણે બીજી બેનોને સમજાવીને એકમત કરી શકીશું."

મિત્ર! ત્યાર પછી મારી ધર્મપત્નીને મેં કહ્યું કે લક્ષ્મીભાભીના સહવાસથી તમે ઉમંગી થયાં છો, તો હવે ભાભી પાસે હંમેશાં પાડો શની વ્હેનોનેય સાથે લઇને જજો અને તમે પણ ચોપડીઓ વાંચતાં શીખજો. સનાતન ધર્મ પાળીએ એવી તમારી ભાવના છે તે ફળીભૂત થશે. તમો આજથી નક્કી કરી લ્યો કે પીરાણાની કોઇ પણ પાખંડી ક્રિયાઓ થતી હોય તેમાં ભાગ ન લેવો અને આપણે સારા આચાર વિચાર રાખવા એજ સનાતન ધર્મનું પ્રથમ લક્ષણ છે.

મ.—મિત્રો! પ્હેલાં સ્ત્રીઓજ સુધરશે ત્યારે બીજું સર્વ સુધરવાનું છે. આપણે નવું નવું શીખશું અને ફક્ત ગામ ગપાટાની વાતો કરતા રહેશું તો કાંઇ વળશે નહિં. માટે આપણે જેટલું સત્ય જાણ્યું હોય, તેટલું તેઓને કહેવું. જેથી તેઓ પણ આપણી સાથે એકમેત થઇ શુભ કાર્યમાં ભાગ લે, તોજ આપણું ધારેલું કાર્ય પાર ઉતરશે.

કાનજીભાઇ! તમારી ધર્મપત્નીનો ઉમંગ સાંભળીને મને આજ નવો અનુભવ થયો છે. જો જ્ઞાતિની સર્વ સમજુ વ્હેનો સુધારાની ચળવળ કરવા માટે જ્ઞાતિ ઉન્નતિનાં ભજન અને કવિતાઓ હંમેશાં ઘરોમાં બોલે અને બાળકોને શીખાવે તો આજ કરતાં આવતી કાલનું વાતાવરણ જરૂર બદલી જાય. મિત્ર! હવે તમને હું એક અગત્યની વાત પુછું છું કે, તમે સવારમાં નિત્ય નાહિ ધોઇને સંધ્યા કરો છો, તેમજ હવનમંત્ર પણ શીખ્યા છો, તેમજ શ્રીમદ્‌ભગવદ્ ગીતાનો પાઠ કરો છો તો હવે તમારે યજ્ઞોપવીત (જનોઇ.) પ્હેરવીજ જોઇએ.

કા.—જેમ બને તેમ ઘણા ભાઇઓ સાથે મળીને યજ્ઞોપવીત ધારણ કરીએ તે સારૂંજ હમણાં સુધી ધીરતા રાખી છે.

મ.—તમારો પૂર્ણ નિશ્ચય છે તો આ આપણા ભાઇઓ તેમજ બીજા અનેક ભાઇઓ સવારેજ તમો સાથે યજ્ઞોપવીત ધારણ કરવા તૈયાર છે. મિત્ર! તે છતાં પણ સારા કાર્યમાં બીજાની વાટ જોવા કરતાં પહેલ પોતેજ કરવાની છે ! કારણ કે એકજ શૂરવીર અનેકને શૌર્ય ચઢાવે છે !!

## બીજા દિવસથીજ સુધારાની શરૂઆત.

મિત્ર વાંચક! આજ રવિવારની છુટી હોવાથી કાનજીને, મનજી સાથે ફરતો જોઇ, માધા મુખીના એક કુટુંબી નાનજીએ તરતજ ઘેર આવી મુખીને કહ્યું કે "આપણો કાનજીએ ફીટયો! ઓલ્યા માવજીના છોરા મનીઆનો સંગ કર્યો, તેથી હવે કાનજી તમારૂં કહ્યું કરે એવી આશા સ્વપ્ને ન રાખજો!"

"તેનું શું કારણ છે?" (મુખીએ ચમકીને પુછ્યું.)

નાનજી—મનીઓ તો લેબ્રીઓ છે લેબ્રીઓ!! તેના ભેળો કાનજી ફરે છે તેથી એના જેવોજ ફીટોડ (સુધારક.) થશે !

મા.—એમ છે ! તો તો આજેજ એની ઝાટકણી કાઢું !! એ લેબ્રીઓ કેવાય, એ આપણું વીયા તે કેવું ! મુળા અને માના ભગતનો સંગ મુકી મનીઆ ઢોલીઆનો સંગ કરે એતો મારાથી જોયું કેમ જાય !!

પ્રિય વાંચક ! સુધારકનો સંગ કરનારની એ પ્રમાણે હાલત છે. કેમકે સુધારકનો સંગ ખરાબ અને પીરાણાના પ્રપંચોમાં લદબદ બનેલનો સંગ સારો ! એવું સમજનાર જુના અને જડ વિચારનાં માત, પિતાઓના પગતળે યુવાનો દબાયા રહેશે તો યોગ્ય સ્વતંત્રતાથી નિર્ભય બની, સત્ય ધર્મ માટે ફર્જ બજાવવાના શુભ માર્ગે આવવું બહુજ મુશ્કેલછે.

સાંજે કાનજી ઘેર આવ્યો અને જમી રહ્યા પછી માધા મુખીએ તપીને પુછ્યું. "કાનીઆ! આજ સાંજે તને ખાનામાં ન જોયો તેથી તું ક્યાં રઝળવા ગયો હતો ?"

કા.—મારો નાનપણથી મનજી મિત્ર છે, તેને ઘેર ગયો હતો.

મા.—ત્યાં જવાનું તને કામ શું હતું ?

કા.—તે પાસે હું દરરોજ રાત્રે ભણવા જાઉં છું તેમ આજ છુટી હોવાથી જરા વ્હેલો ગયો હતો.

મા.—હવે તારે મનીઆને ઘરે જવું નહીં, તેમ વળી તેની સાથે ક્યાંય પણ ફરવું નહીં.

કા.—પિતાજી! ઉન્નતિના માર્ગે જતાં, વચમાંજ મને અટકાવીને કેળવણીના વૃક્ષની વધતી ડાળ ન કાપો! કારણ કે મેં તો ઘણા સદ્પુસ્તકો વાંચ્યાં, તેમજ સાધુ મહાત્માઓના સત્સંગનો લાભ લઇ સારાસારનો વિવેકથી ન્યાય કરીને જ્ઞાતિના સુધારક થવાની ઉચ્ચ અભિલાષા કરી છે.

મા.—કાનીઆ ! સુધારકનાં લખણ કેવાં હોય તેનું તને ભાન છે?

કા.—પિતાજી! એક મહાત્માનાં વચનો મને યાદ છે. તેમાં કહ્યું હતું કે "સમાજ સુધારાના પંથે ચાલવાની ઇચ્છાવાળા ઉત્સાહીએ પ્રથમ તો બળ, બુદ્ધિ વધારવા બ્રહ્મચર્યનુ પાલન કરવું અને માદક પદાર્થોથી અલગ રહેવું. ૨ જ્ઞાતિ અને સમાજ સેવા માટે પ્રેમથી હૃદયમાં પૂર્ણ ભાવના. ૩ શુદ્ધ ચારિત્ર, નિર્લોભી અને માન અપમાન આદિ દ્વંદની સહનશીલતા, સત્ય અને પ્રિય બોલવું, તેમજ શાન્ત સ્વભાવ, સર્વ સાથે મિત્રભાવ અને પરોપકારાર્થે પુરૂષાર્થી બની તન, મન અને ધન અર્પણ કરવું. ૪ વિદ્વાનોનો સંગ અને તેઓએ સમાજ અને દેશ હિતે ચિંતવેલાં

સદ્કાર્યને પૂર્ણ કરવા સહાયક બનવું." એવાં બીજાં અનેક સુધારકે ધારણ કરવાનાં સારાં લક્ષણો છે.

અમે અનેક વિદ્વાનોના વચનામૃતનું પાન કરી, બંન્ને મિત્રોનું મન એક છે, તેમજ જીવન ઉચ્ચ બનાવવા માટે અંતિમ ધ્યેયનું કાર્ય અને તન, મનની શાન્તિના અર્થનો માર્ગ બતાવી, ભવસાગરથી પાર ઉતારનાર નાવીક–સદ્‌ગુરૂ પણ એકજ છે! અમારા અંતરમાં સર્વ શક્તિમાન સ્વયંજ્યોતિ સ્વરૂપ ઇશના ગુણ સ્મરણનો સ્નેહ સ્તોત્રનો વાણીદ્વારા નાદ વાગી રહ્યો છે, તે અધિષ્ટાતા, પરમ પિતા પ્રભુ પણ એકજ છે. હવે તો અમે બન્ને મિત્રોનાં માત્ર સ્થુળ દેહજ જુદા રૂપે અને જુદા નામે તમે જોતા હશો તેમજ ઓળખતા હશો! પરંતુ વાસ્તવિકતાથી જોતાં અમે મિત્રો કંઇ જુદા નથીજ, તો હવે જુદા થવા-પણું પિતાજી! કેમ સંભવે?

**મા.**—કાનીઆ! તેં અમારી સેવા ન કરી, તે વળી જ્ઞાતિની સેવા શું કરીશ?

"મ્હારાં તમો પુજ્ય માવિત્રો હોવાથી તો તીર્થસ્વરૂપજ છો! તમો પ્રત્યે સેવાની પવિત્ર લાગણી છે તેનો અંતરાત્માજ સાક્ષી છે!" (એ વચનો કાનજીએ કહ્યાં. પછી ગદ્‌ગદીત કંઠે નીચેની કવિતા ઉચ્ચારતાં પિતાના ચરણે પડયો.)

**—રાગ, હૃદયના પ્રેમથી રસ પ્રવાહનો.—**

**માતા, પિતા ઓ મ્હારાં દુ:ખથી ઉગારનારાં**
**હૃદયે વસ્યાં છો પ્યારાં, અતિ વ્હાલ રાખનારાં.**
**ઉપકાર બહુ તમારા પુત્રે નથી વિસાર્યા;**
**તમો પૂજ્યને સંભાર્યાં માતા, પિતા ઓ મ્હારાં.**

મન, વાણીથી તમારૂં સુખ સાધવાનું ધાર્યું;
પૂજન હમેશ કરવા અર્પીશ સઘળી આયુ.

પુત્રનાં નીતિયુક્ત વિનયે ભર્યાં વચન સાંભળી કાનજીની માતા વ્હાલ ભરી વાણીથી બોલ્યાં. "મારા નેત્રોના તારા એ કાનુડા! ઓરો તાં આવ, તને મીઠડી દઉં. મારા સ્નેહાળ દીકરા! તુમાં જ્ઞાનથી જે સદ્‌ભાવ છે, તેથી હું આજ સુધી અજાણીજ રહી છું."

કા.—માતા! મારામાં વિશેષ કંઇ પણ સદ્‌ભાવ નથી. છતાં તમો દેખતાં હશો તો તે જ્ઞાન ગુણો આપનાંજ ઉચ્ચ ચારીત્રના છે! પુજ્ય માતાજી! તેનો તમેજ મને ગર્ભાવસ્થામાં વારસો આપેલ હોવાથી તે સદ્‌ભાવ પ્રથમ તો તમારોજ છે!

માતા! ધ્રુવને બાળાવસ્થામાં પ્રભુ ભકિતની પ્રેરણા કરાવનાર તેની માતા હતાં. પ્રહલાદને ગર્ભાવસ્થામાંજ પ્રભુની નિષ્કામ ભકિતના સંસ્કારો પુરનાર તેની માતા. અભિમન્યુને ગર્ભમાં ચક્રવ્યુહનું જ્ઞાન આપનાર પણ તેનીજ માતા. આર્ય સંસ્કૃતિના વીર રક્ષક શ્રી શિવાજી છત્રપતિને બાળાવસ્થામાં શૂરવીરતાનું શિક્ષણ આપનાર પણ તેની માતા હતાં. વિવેકાનંદ, દયાનંદ આદિ ધર્મના સ્થંભરૂપ મહાત્માઓના ઉગતા જીવનમાં આદર્શ રસ રેડનાર પણ તેઓની માતાઓજ. તેમજ લો. તિલક, લાલા લજપતરાય આદિ ધર્મ અને દેશ માટે ફરજ બજાવી ગયા, તેમજ મહાન પુરૂષ ગાંધી મહાત્મા તથા સરદાર વલ્લભભાઇ જેવાં અનેક ભારત માતાંનાં પ્યારાં સંતાનો વર્તમાન સમયે ફરજ બજાવી રહ્યાં છે, તેમનેય બાળપણમાં ઉચ્ચ સંસ્કારો આપનારી તેઓની પ્રિય માતાઓજ છે. તેથી બલીહારી માતા! આપની, તેથી એ સદ્‌ભાવ તમારોજ છે!! હું તો જેમ જેમ તમારા પવિત્ર ચરણોમાં વિશુદ્ધ

પ્રીતિ કરૂં છું, તેમ તેમ મારા જીવનના ધ્યેયનો માર્ગ સરળ થતો જાયછે, અંતરમાં અજવાળું થાય છે, તે છતાં એ પૂજ્ય માતાજી !

**પુત્ર જેનો પરમાર્થે પ્રાણ હોમી જાય છે;**
**તેનીજ જનની જગતમાં સાચી સપુતી થાય છે.**

**માતા**—દીકરા ! તેં સમજીને વિચાર કરી જ્ઞાતિની સેવા કરવા માટે જબરી આશા કરી, મનજીનો મિત્ર થયો છો તે સાંભળીને, તારા ગુણ જોઇને આજ તો મારા મનને બહુજ આનંદ થાય છે. એ કાર્યમાં હંમેશાં તું આગળ વધ અને તમારો સૌનો વિજય થાય હું પ્રભુ પાસે એજ પ્રચ્છું છું. તેમ વળી તારા જેવાં સુપાત્ર સંતાન બધાંને ઘરે હજો. જેથી મારા જેમ સર્વે એનો પુત્રોના ગુણ જોઇ વારે ઘડીએ હરખાઇને સુખી થાય. હું તો વળી વળીને એજ પ્રભુ પાસે માગું છું.

પ્રિય વાંચક ! પુત્ર અને માતાએ પરસ્પર મીઠાશથી બહુ વાતો કરી, પણ માધા મુખીના મગજમાં પહેલાંથીજ નાનજીનું ભરાવેલ વ્હેમનું ભૂત હતું તેથી, એ વાતો પર કંઇ ધ્યાન ન આપતાં ઉલટા ચીરડાઇને બોલ્યા.

મા.-ભણ્યા થકી એ કાનીઆ ! આખર સમે ફીટી ગયો !
નાતને સુધારનારા સાથમાંહિં તું થયો ?
મમ પુત્ર થઇને તેં ખરે ઉચ્ચ કીર્તિને કાળી કરી;
સમજતો તને સુજાણ પણ ભંગાડીઆમાં ગયો ભળી.

કા.-ભણ્યા થકી જીવન તણી પ્રત્યેક પળ સુખરૂપ છે;
સાર સમજી સત્યનો ત્યાગ્યો પ્રપંચી કુપને !
સપૂત થઇ મેં આપની કીર્તિ હવે ઉજળી કરી;
ત્યાગ્યો “પીરાણા પંથ” એ સુધારકો સંઘે મળી.

મા.—પીરાણાને કુવો કહેનાર! કુળમાં પાકેલ અંગારીઆ સુપક્કર !! જેમ બાપ, દાદાઓ વરત્યા તેમ આપણે પણ વરતવું.

ક.—બાપ, દાદાઓ અને તેના બાપ, દાદાઓ એમ ભૂતકાળની વંશપરંપરાને બુદ્ધિ પુર્વક વિચારો! તે વડીલો તો સનાતન ધર્મનાં ઉચ્ચ અને આદર્શ સિદ્ધાંતોને માનતા હતા. માટે તમો હવે વિશાળ ભાવે ચારે તરફ નજર ફેરવો તો ખબર પડે. પણ આતોઃ—

બાપ, દાદાઓ તણું, એ ધોસરૂં કુલ્હે ધર્યું;
અજ્ઞાન ઘન અંધારને અહા! ભૂલથી ઉજળું ગણ્યું.
ગાડર પ્રવાહે કૂપમાં વડીલો સહુ પડતા ગયા;
હવે ન પડવું આપણે એ દિવસ આજે ના રહ્યા.

ઓ પૂજ્ય પિતાશ્રી! તમારા ચર્ણોમાં પડી કરગરી કહું છું કેઃ—

## —ગઝલ.—

વિદ્યાનું જ્ઞાન લેવામાં અમોને કેમ રોકો છો?
વિદ્યાના જ્ઞાનથી આગળ જવામાં કેમ રોકો છો?

સરળ વ્હેવારને કરવા સુખેથી પેટને ભરવા;
સ્વાશ્રયી કાર્ય બહુ કરવા અમોને કેમ રોકો છો?

જગતના નાથને ભજતાં અભિમાની મળો તજતાં;
ખરૂં એ જ્ઞાન લેવામાં અમોને કેમ રોકો છો?

વિભુની ભક્તિથી બહુએ મળે સુખ શાન્તિની મુક્તિ:
પરમાનંદ અનુભવવા અમોને કેમ રોકો છો?

સનાતન ધર્મ ઉપર પ્રેમ હવે તો ચો ગુણો થાશે.
નહ્વાવા ધર્મ સરિતામાં અમોને કેમ રોકો છો?

મા.—શું બોધ આપે છે મને, બસ બોલતો હવે બંધ થા!
તુજ પાસ બે આંખો છતાં થાયે અરે! તું અંધ કાં?
બાળ થઈ તું, બાપને શીખ કોણ મને દેનાર છે!
મમ ચીત તુજ લવલાટથી ડગનાર ના તલભાર છે!

કા.—પાખંડ સરવે ત્યાગવાનું મેં તમો પાસે કહ્યું;
ઉદ્‌ગાર અંતરના કીધા તેમાંથી આપે શું ગ્રહ્યું?

મા.—ચુપ કર છકીલા છોકરા! હું કેમ આખીનો સુખી;
આણાં મહિં પરણા મહિં ખાવા થકી હું છું સુખી.
બકવાદ કરતો રહીશ તું, નિશ્ચલ મારૂં મન છે!
જીવતાં સુધી રેવું સુખી એ કાર્યને તો ધન્ય છે!

કા.—પેટોડીઆ સ્વાર્થી બની એથી થવાના શું સુખી?
'સુખીઆ બહુ દુઃખી થયા' જરા તેહને જુઓ પુછી.
તેત્રીશ કોટી દેવ તેની સેવ શા માટે મુકી?
ઓ પિતાશ્રી! આપને દીનતા થકી રહ્યો છું પુછી.

મા.—લેખીઆ સુધારકોનો (તું) સંઘ હવે કરજે નહીં;
પુસ્તક પઢે ભાષણ કથે તે કાર્યમાં જાજે નહીં.
બસ એક મારી શીખને ધારી હૃદયમાં રાખજે;
એ ફંદના ફાંદા બધા, ખાના મહિં બહુ સાચ છે,

કા.—વર્ષ પાંચશો થયાં એ પંથને (પણ) આદિ સનાતન ધર્મ છે;
જગ હિતેચ્છુ સત્ય સર્વે સમજો હવે સુકર્મને.

સ્વધર્મ આપણનું સદા કલ્યાણ તે કરનાર છે;
એ સત્ય માર્ગે ચાલતાં મોક્ષ તો મળનાર છે.

મા.–કાનીઆ! ઈમામશાહ પણ કહી ગયા છે કે:—

"પીરાણા પંથને ત્યાગીને કરશે ધીંગાણું બહુ લઢી"
"સંત પંથમાં વિક્ષેપ કરતાં મને માનશે મુમન અઢી"
દશોંદાદિ દામને પીરાણે નહિં કો મોકલે.
ગંગુઆ થકી નાણાં તણી પેટીઓ તવ નીકળશે.

કા.—આખરે મુમન અઢીમાં તમ તણી પાંતી નથી;
મુકો પાપણું એ પંથનું સુખ લીયો શાન્તિ થકી.

અને હવે તો પિતાશ્રી!

ઈમામશાનું વચન તેને, સત્ય કરવા જાગજો;
બની સુધારક હોંશથી કુરિવાજ સઘળા ત્યાગજો.

મા.—સુધારક તણા શીખવેલ તું બોલ જાયે છે બકે;
એ સંઘમાં હવે રહીશ તો, તારી ખબર લેવાશે પછે.
મનીઆદિ ટોળીઆની મિત્રાઇને ત્યાગી પરી;
મુખીપણાના કામની શીખજે કીયા કંઠે કરી.

કા.—મુખીપણાનું કામ તે હું શીખું! એ તમારી આશા વ્યર્થ છે!! વળી સુધારકોનો સંઘ ન કરવો એવી તમો મને ધમકી આપો છો પણ હું હવે સત્કાર્ય કરવામાં પાછો નહિં હઠતાં, ઉલટો આગળ વધીશ.

મા.—કાનીઆ! બહુજ વિચારજે, મારૂં કહેવું કંઇક કાને ધારજે. જો તે પ્રમાણે નહિં વર્તીશ તો અંતે તું બહુજ પસ્તાઇશ.

કા.—ધમકી આપતા મુજને પણ એ વાત બનવાની નથી;
જે કાર્ય મેં લક્ષે ધર્યું તે પૂર્ણ કરવાનો નક્કી.
ડરવું નહિં હઠવું નહીં સત્કાર્યથી ફરવું નહીં;
જ્ઞાતિ મહીં સ્વધર્મનો પ્રચાર વિણ વળવું નહીં.

પછી માધા મુખીએ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી કહ્યું કે:—

કાનીઆ! એ: કાનીઆ!! તું ફંદમાં ફાવીશ નહીં;
'સ્વધર્મ' શું સ્વધર્મ શબ્દો મુખમાં લાવીશ નહીં.
એ ફંદથી એ: કાનીઆ! તારૂં મોત કમોતો તો થશે;
'સ્વધર્મ'ના એ ભ્રમથી નક્કી નરકે તું જશે.

કા.—ફંદ નહીં પણ ફર્જ છે સ્વજાતિના કલ્યાણની;
પ્રપંચી તણા પીંજર થકી છુટ સર્વની હવે જાણવી!!
આશા અમર ઉચ્ચ એ આશાને લઇ સાથમાં;
જન્મીશ ફરી સ્વજાતિમાં સત્કાર્ય ગ્રહવા હાથમાં.

પિતાજી તમે તો હવે અંતે:—

બની ગુલામ સૈયદોના વચનો ક્રૂર ઉચ્ચરતા;
ત્યાગી ધર્મને પોતે અધર્મી પંથમાં પડતા.
મનુષ્યો દેહ મોંઘામાં કરી લ્યો કાર્ય ઉન્નતિનાં;
કરો પ્રભુ સાથમાં પ્રીતિ ખુલી જાય દ્વાર મુક્તિનાં.

મુખીએ પુત્રમાં અચળ આત્મશ્રદ્ધા જોતાં તેમનું હૃદય પીગળતાં કહ્યું કે:–

મા.—કોમના બે પક્ષનું જે છાબડું ભારી થતું,
પુત્ર વ્હાલા! બાળ તેમાં આપણે બેસી જશું.
જે થાય તે જોતા રહી સર્વ આપણે વિચારવું;
સહુ સાથમાં સંપી રહી નીજ કાર્ય પાર ઉતારવું.

કા.—જે પક્ષ હોયે સત્યનો તે પક્ષના સાથી બનો;
પૂજ્ય મ્હારા તાત તેમાં જીવન આ સુકીત ગણો.

અને વળી(—

કુડી ક્રીઆઓ ત્યાગ કરતાં સત્યે અંતર છાપવું;
આદર્શ રિવાજોને ગ્રહી મીસ્ટ ફળ હવે ચાખવું.

મા.—ગ ઢે રા ની લે ન માં ગણતરી મારી થતી;
લાચનો ચટપો પડયો, (દીકરા!)એ વાત મુકાતી નથી.

અને પુત્ર તે છતાં:—

સમજું બધું પણ શું કરું મુખ બાંધીને કીધું કરમ!
મુખી બની જબરો થયો હવે ત્યાગતાં થાયે શરમ!

કા.—સ્વધર્મ સત્ય ગ્રહવા તેમાં શરમ ગઇ ગણાયે?
શરમ! શરમ!!થી મરતાં જીવતાં નરકે પડાયે!
આ જીવન સુધાર માટે કંઇ ધ્યાન આજે આપજો.
ભુલેલ બંધુ સર્વની જરી દાઝ દીલે દાખજો.

—દોહરો—

પૂજ્ય મ્હારા હું કહું સાંભળજો આ વાત;
આત્મ સ્વરૂપને જાણવું એજ તત્વ છે સાચ.

સત્ય ધર્મ એ સર્વનું ધરવું ઇશ્વર ધ્યાન;
બ્રહ્મ નિષ્ઠ ગુરૂ થકી અનુભવવું એ જ્ઞાન.

વેદોની વાણી મહિં ભર્યું છે અમૃત સાર.
તેને પી તૃપ્તિ લહો જાગો થઇ ગઇ સવાર.

(જુદી ઢબથી)

મા.—"કહ્યું છે ઇમામશાહે સતપંથમાં વિચરજો.
ભીસ્ત માં હી જાવા દશોંદ અમને ભરજો.

તોબા તોબા કરીને પાપથી બહુ ડરજો.
કરી દર્શન બરાખ આદિ કલ્મો હકલાનો પડજો,'

કા.—ઇમામશાહે એ પંથને માનનારનું હીત ઇચ્છયું હોત તો સ્વાર્થી બની, * અડશઠ તીર્થ, ગાય અને બ્રાહ્મણોની નીંદા કરતજ નહીં. વળી એ પંથમાં સકામ કર્મ કરાવીને દશોંદાદિ લાગા સૈયદોને આપવાથી ભીસ્તીનો માર્ગ ખુલ્લો થશે; એવી પતિત કરનાર વાતો આજના વિદ્યા વૃદ્ધિના જમાનામાં હું તો હવે નહિંજ માનું!

મા.—કાનીઆ! તું હજી નાનો છો. તને ઉંડી વાતોની ખબર ન પડે. અમે જમાનાના ખાધેલ જુના છીએ, જેથી મારા કેવા

---

* વાંચો પીરાણું "સતપંથની" પોલ.

પ્રમાણે ચાલીશ તો તને સારૂં છે, નહિ તો તને અને તારી બાયડીને મારા ઘરથી બારણે કાઢીશ. અમોને કમાઇ દેનાર તારો નાનો ભાઇ થયો છે.

કા.--પિતાજી ! મારા કરતાં કરશન ઉપર તમોને વધારે ભાવ છે અને મને ફીટી ગયેલો સમજી નાનાભાઇને સઘળી મીલ્કત આપી, તેની કમાઇથી સુખ લેવા ધારો છો અને હાલમાં તમારી સેવા કરી રહ્યો છું તેને તરછોડો છો. છતાં એ કરશન તો મારી આ જમણી ભુજા છે ! એને સુખી જોઇને હું મારા હૃદયમાં બહુજ આનંદ માનીશ.

જેમ શ્રી રામચંદ્ર ચૌદ વર્ષ વનમાં રહેવું અને ભરતે રાજ્ય ભોગવવું એવી આજ્ઞા થતાં શ્રી રામચંદ્રને થયું કે, પોતાનો પ્રિય નાનો ભાઇ રાજ્ય ભોગવશે. અને દશરથ મહારાજે, માતા કૈકૈયીને આપેલ વચન પળશે એવો વિચાર કરી અતિશય ખુશીથી વન જવાનું સ્વીકાર્યું હતું. તેમ હું પણ તમારી આજ્ઞા શીરે ધારીને, મારા નાના ભાઇને સુખી જોઇ નિશદીન આનંદમાં રહીશ. પરંતુ હવે જીવન આદર્શ બનાવવા, સત્ય ધર્મના સિદ્ધાન્તો પાળવામાં કાનજી પાછો હઠી અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થનાર નથીજ. કારણ કેઃ-

મન મારૂં હમેશાં ગુંજતું એ ધ્યાનમાં;
જંગ જબરો જીતવા અસિ ન રાખીશ મ્યાનમાં.
અટળ વિશ્વાસ છે જેને સત્ય ધર્મના રાહે.
પ્રાણાન્તમાં નરવીરો મરે સત્કર્મ કરતાં એ.

મુખીએ હૃદયની બળતરા કાઢતાં નીચેનું વાક્ય કહ્યું.

"પંથ પીરાણા ત્યાગતાં તું વાંજીઓ રહેશે સદા;
એજ નીકળે હાય મારી હવે કાનીઆ! જોજે મજા

કાનજીએ ધીરજથી કહ્યું કે—

પુજા કરાવી પ્રેમથી દશૌંદ આદિ આપતા,
નેમથી માળા ફરી હુમેશ ગોળી ચાટતા.
છતાં એવા બહુ ઘણા સંતાન વિણ નજરે પડે,
ચરણો ચાંપતા સૈયદો તણા એ વાંઝીઆ શાને વડે?

પિતાજી! એવા મિથ્યા વ્હેમથી ડરી કાનજી હતાશ બનીને સુધારાનું કાર્ય નહી મુકે! તેમજ વળી હવે તો અનેક નવયુવાનો માટે સત્યની સ્વતંત્રતાનો માર્ગ સરળ કરી આપશે.

"વાંઝીઆ રહેશે સદા" વડીલ! એવી હોંશ દેખાડો!!
ભલે એ વચનનો અગ્નિ મ્હારે શિર વરસાવો.
તથાપિ મૃત્યુના ભયથી હવે ન મુકીશ ફર્જ;
સત્યનો પ્રચાર કરીને ઋષિઓનું ચુકવીશ * કર્જ.

## શાર્દૂલ વિક્રીડિત.

કાપો ચંદનને તથાપિ કદીયે, સુવાસ જાશે નહીં;
તાવો કંચન ખૂબ તાપ દઇને કાળાશ થાશે નહીં.
પીલો શેરડી કોલુ માંહિ તદપી મીઠાશ જાશે નહીં
સાચાને દુઃખ સહસ્ત્ર હોય તદપી સચ્ચાઇ ત્યાગે નહીં.

(મિત્ર દાના.)

એવા અનુભવથી કહું છું કે :—

આ જીભથી હું ઉચર્યો સેવા કોમની કરીશ;
ભલે મૃત્યુ આ પળે થાયે બોલ્યા વચને નહીં ફરીશ.

---

* ઋણ.

**શ્રીમંતાઇની, સંતાનની માયા ખરે પળવારની;**
**તુચ્છ આશાથી હવે નહીં મુકું એ કીર્તિ કેમ ઉધ્ધારની.**

**માધો**—મનીઆકને વળી કેવા વચનથી બંધાઇ આવ્યો છો?

કા—આ મનુષ્ય જીવન સાર્થક કરવા માટે સાધનાનો મહામંત્ર, તેમાંજ ચીંત લગાડીને રાખીશ ખંત ભલે થાય આ દેહનો અંત. તેમ વળી:—

**પ્રપંચીના પાખંડથી સ્વજ્ઞાતિને ન્યારી કરીશ;**
**શાક્ષી સમક્ષ રાખીને એ લક્ષે પોચવું કરીશ.**
**પુજ્ય જ્ઞાતિ ઉદય અર્થે સાચો સુધારક થાઉં છું!**
**તન, મન અને ધન જ્ઞાતિ હિતે અર્પવા હું ચ્હાઉં છું!**

માધો—પઇસા! તે વળી તું ટોળીઆ ભેળો ભળીને ઇ કામમાં વાપરીશ!! જા, તું ઇઆંથી હવે મને તારૂં મો ન ખતાવ. હવે કમાઇને બે પઇસા ભેળા કરીશ તે ઘણે જોઇ લેવાશે.

કા—પિતાજી! હું હવે બનતો પુરૂષાર્થ કરી મારા પ્રારબ્ધથી કમાઇશ, તેમાંથી ગુજરાન કરીને બાકી બચાવેલું ધન એજ મારા મોંઘા મનોરથ પાર પાડવામાંજ ખર્ચીશ.

**છતાં એજ વ્હાલી જ્ઞાતિનું હીત ઇચ્છવાનું ચ્હાઉં છું;**
**અદા કરવા ફર્જ મ્હારી બસ ગીત મીઠું ગાઉં છું.**
**સમય નજરે દેખતો, સૌ યુવક વીરો જાગશે;**
**"સત્વર ઉઠો ઓ યુવકો! અમ પાસ એવું માગશે.**



# પ્રકરણ નવમું.

ગઇ રાત્રીએ પિતા, પુત્ર વચ્ચે લાંબી વાતચીત થઇ હતી. બીજા દિવસે કાનજી કામે ગયો ત્યાં તેનું મન મુંઝાતું હોવાથી સાંજે મનજીને મળી શક્યો નહીં. પોતાના ઓરડામાં અનેક વિચારો કરતો મનને દિલાશો આપતો ઢોલીઆ ઉપર બેઠો હતો. પતિને કોઇ ઉંડો વિચાર છે એવું તેના મોઢાના ચ્હેરાપરથી સમજી જતાં કાનજીની સ્ત્રી (કંકુબાઇ) બોલી.

સ્ત્રી—મારા જીવન આધાર, મારાં સૌભાગ્યના સૂરજ આજ તમો કંઇ બોલતા નથી, જેથી તમને ઉંડો વિચાર શેનો છે?

કા—એ સાંભળી તમોને બહુ દુઃખ થશે, જેથી હમણાં કહેવું હું યોગ્ય ધારતો નથી.

સ્ત્રી—મને દુઃખ થશે તે હું તમારા હિતને માટે સુખેથી સહીશ. જેમ શ્રી રામચંદ્રજીને ચૌદ વર્ષ વનવાસ જવાનું થતાં, સતી સીતા માતાએ રાજ્યના વૈભવો કરતાં શ્રી રામચંદ્રજી સાથે અગોર અરણ્યમાં જવામાં બહુ સુખ માન્યું હતું. વળી દેવી દમયંતી, નળરાય સાથે વનમાં ભમ્યાં અને નળરાય, દેવી દમયંતીને વનમાં તજી ગયા. તે છતાં દેવી દમયંતીએ નળરાયના નામનુંજ સ્મરણ કર્યાં કર્યું હતું. એવી અનેક ભારતની ભુષણ રૂપ આર્ય સતીઓએ, અમો જેવી પામરોને પતી ભકિતની સેવા કરવાનો મહામંત્ર શીખવી ગયેલ છે. માટે હવે કોઇ પણ શંકા ન લેતાં, મને તમારી સર્વ હકીકતની જાણકાર કરો.

કા—ત્યારે સાંભળો. ચાર દિવસ થયા તમે તમારે પિયર ગયાં હતાં. ગઇ રાત્રે મારા પિતાજીએ, મને મનજીની સંગત વિષે પુછ્યું. ત્યારે મેં ખરૂં કહ્યું તેથી પિતાજીએ બહુજ ગુસ્સાથી કહ્યું કે, "તમો બંને જણાં મારા ઘરથી બહાર નીકળો." એનું મને દુઃખ થતું નથી પણ તમારા તરફનો મને બહુજ વિચાર થાય છે. કારણકે તમારો કાંઇપણ વાંક ન હોવાથી તમને બહુજ કષ્ટ ભોગવવું પડશે. તેથી હું બહુ મુંઝાઉં છું.

સ્ત્રી—એ વડીલ આપણને એ વચન કહે તે સહેવાં જોઇએ. તે છતાં વડીલના કેવાથી હવે કાર્ય વ્હેવારનો બોજો તમારે ઉપાડવો પડે તો તેમાં તમારી તો કશોટી છે, પરિક્ષા છે. હવે આપણો બોજો માવીત્રો ઉપર ન હોવો જોઇએ. (એટલામાં બારેથી દરવાજાને ખખડાવ્યાનો અવાજ આવ્યો.

કા—દરવાજો ખોલી જુઓ બારે કોણ આવ્યું છે?

"તમો જેનું સ્મરણ કરી રહ્યા હતા, તેજ મનજીભાઇ છે!"

(દરવાજો ઉઘાડીને કાનજીની સ્ત્રીએ કહ્યું.)

"આવો, મિત્ર! આવો, આજ અમ રાંકની ઝુંપડીમાં તમારાં પુનીત પગલાં? (કાનજીએ ઉભા થઇને આવકાર દીધો.)

મનજી—મિત્ર! એ સર્વ મારા પ્રત્યે તમારો અગાધ પ્રેમ છે તેથીજ, હું તો તમારા હૃદયમાં ભરેલા વિશુધ્ધ સ્નેહ સિંધુમાં ન્હાવા આવ્યો છું.

"શું મને તમારા ઉપર વિશુધ્ધ પ્રેમ છે? જો હોયતો ગઇ રાત્રે મને મારા પિતા તરફથી કટુ વાક્યો સાંભળવાં નજ પડત.

મ—તમને તમારા પિતાએ, શા કારણે ગુસ્સાથી કહ્યું?

કા— એતો આ તમારા મિત્રના અધુરા કાર્યનો વાંક ! હું સ્વધર્મ ગ્રહણ કરતાંજ મારા પિતાથી જુદો થયો હોતતો મારા પિતાનાં કટુ વાકય સાંભળવાં ન પડત. તે છતાં મારી અર્ધાંગના મને સ્વધર્મમાં હમેશાંસ્હાયક બનવા માટે તો તૈયારજ રહી છે.

મ—એતો બહુજ આનંદની વાત ! "જે ઘરમાં પતિ, પત્નીથી અને પત્ની, પતિથી પરસ્પર સંતુષ્ટ રહે છે તે ઘર સંસારમાં સ્વર્ગ સમાન છે, ત્યાં સર્વ ઐશ્વર્ય - સુખો આવી મળે છે." મિત્ર ! તમારી ગૃહીણી જેવી પ્રત્યેક નવ યુવાનની પત્નીઓના અંત્તરમાં વિવેકી જ્યોત પ્રગટે એવી પ્રભુ પ્રત્યે મારી નીરંતર પ્રાર્થના છે. તમારા પિતાએ તમને એ વચનો કહ્યાં તેને તમો જેવા સમજુએ ધીરજ રાખી સહન કરવાં જોઇએ.

## માત, પિતાની સેવા.

—ભુજંગી—

—:o:—

ગણી તિર્થ સાચાં અને પૂજ્ય માંની;
કરો ચાકરી પ્રેમથી બાપ, માની,
ઘણું વ્હાલ શાણા થશે ભ્રાત મારા;
પિતા, માત સેવા મહીં સુખ સારા. (૧)

ઘણા વ્હાલથી સૌ કરો નિત્ય સેવા;
કરી સેવ સારી જમો મિષ્ટ મેવા,
મળી ચાવી ભાવી થવા હિત સારા;
પિતા, માત સેવા મહીં સુખ સારા. (૨)

ઘણા ગુણ લેખી જુઓ બાપ, માના;
ભુલે તે ગુણો તો કહો બાળ શાના,
"ખરે પૂત્ર એવા કહે દુઃખ કારા;"
પિતા, માત સેવા મહીં સુખ સારા. (૩)

રૂડી રીતથી તેમને રાજી રાખો;
કબોલો કદી ના તમો બોલ ભાખો.
અશાન્તી જશે સેવથી શાન્તિ ધારા;
પિતા, માત સેવા મહીં સુખ સારા. (૪)

પ્રભુ પાસ માગો સદા એહ દાડી;
દિયે બુધ્ધિ સૌને થવા સેવ સારી,
અહીં વાત એવી રહો શાન્તિવાળા;
પિતા, માત સેવા મહીં સુખ સારા. (૫)

(મિત્ર રામજી પચાણ)

કા—મિત્ર! મને વાતો સંભળાવી વધારે ન મુંજાવ!! આ ભાવ પૂર્ણ હૃદયમાં માતા, પિતા પ્રત્યેની શુધ્ધ સેવાની લાગણી છે, તે આપને તુરતજ કેમ બતાવાય? એ હૃદયમાંજ અનુભવાય. તેને તમો સમજી લ્યો.

—હરિગીત—

માતા અને પિતા તણા સત વાક્યનો સેવક છઉં;
એ તણી નીત સેવમાં આ દેહને અર્પી દઉં.
બહુ દયાળી હિતકારી પાળનારી માત છે;
તિર્થ સ્વરૂપ દેવ એ માતા, પિતા સાક્ષાત છે.

તેને સુખી કરવા થકી બહુ બહુ અનુભવ થાય છે;
સંસાર સાગર પાર થાવા ભકિત તારક નાવ છે.
અમુલ્ય ઉપ ઉપકારને ભૂલનારને ધિક્કાર છે;
તેતો કપુતજ જાંણવો તેને બહુ ફીટકાર છે.

મ—મિત્ર હવે હું રજા લઉં છું મારે તમારા પિતા પાસે જરૂરનું કામ છે, જેથી વડીલ પાસે જાઉં છું.

કા—ભાઇ! મારા પિતાને મારા વિષે કંઇપણ કહેશો નહિ.

# પ્રકરણ દશમું.

## માધા મુખીનું પ્રાયશ્ચિત.

મનજી માધા મુખી પાસે ગયો, ત્યાં મુખીને પ્રણામ કર્યા. મુખીએ વાણીદ્વારા માન પણ અંતરની બળતરાથી મનજીને બાજુમાં બેસવાનું કહી ચુપચુપ થઇ ગયા.

મનજી—વડીલ! તમોએ ગઇ સાંજે કાનજીને મારે ઘેર આવતો અટકાવવાની ધમકી દીધી છે એ તમે યોગ્ય નથી કર્યું.

માધો—મનીઆ! અમારા કાનીઆને ફીટાડનાર તુંજ છો!!

મનજી—વડીલ! એ તમે શું કહો છો! હું વિદ્વાનોની દ્રષ્ટિએથી ખાત્રીપૂર્વક કહું છું કે, કાનજીને ફીટાડનાર નહિ પરંતુ અજ્ઞાનના ભીષણ અંધકારથી બહાર કાઢીને પ્રકાશ માર્ગે લઇ જનાર મિત્રની ફરજ બજાવનાર છું.

નેત્રના તારા તમારા પુત્ર એ જુઓ તમો,
સ્વાર્થવૃત્તિ કારણે શા માટ કરતા અણગમો ?
રૂણાબંધથી સાથે મળ્યાં પૂર્વ કર્મના સંજોગથી;
સાથે રહો સંપી કરી સ્વસંતતીને બોધ દઈ.

પુત્ર હો કે પુત્રીઓ તેમને બહુ કેળવો;
શાન્તિ થાયે સમજથી વિખવાદનું બહુ ઝેર હો.
સ્વર્ગમય ગ્રહ સહુ કરી અનુકુળ સુખો સાંધજો;
સંઘાતમાં સંપી રહી સંસાર નીજ સુધારજો.

નિત્ય ચર્ચા જ્ઞાનની સ્વગ્રહે કરતા રહી;
આદર્શ ભરેલી ભાવનાના પુસ્તકો વાંચી કરી.
પુરૂષાર્થ ને પરમાર્થની વાતો તણી ચર્ચા કરો;
જીવન તણી અમુલ્ય પળને એ કાર્યમાં સાર્થક કરો.

માધો—મનીઆ ! તું મારે ઘેર આવીને મને બોધ દેવા આવ્યો છો ? અરે ! છોરા ! આખી સસટીમાં પીરાણાનો "સતપંથ" સાચો છે. તેમજ અમે સૈયદો અને કાકાઓને આજ સુધી દશોંદ અને વિશોંદના અનેક લાગા ભરી, પ્રરસ્નાનો પુલ ઉતારવા માટે સૈયદોને મોરથી પતણ પણ દઈ દીધું છે. જેથી મરવા પછી અમોને ભીસ્તમાં અનેક હુરાઓનાં સુખ મળશે, તેથી આ ભવે આટલા દિવસની કરી કમાણી ખોઇ નાખવા માટે હવે અમે ગેઢે ગેઢપણે તો એ પંથને નહિંજ મુકીએ.

મ-"ભીસ્તના મહેલો મહિં મળશે હુરાબુલબુલ સમી."
વિષ્યાંધ બનવા તણી એ વાત તમને શીદ ગમી?
ઉચ્ચ જ્ઞાતિમાં જન્મી કરી, ભટક્યા ભ્રમથી સંસારમાં;
સ્વર્ગીય સુખ અહીં મુકીને ડુબ્યા આસ નર્કાગારમાં!
જુઓ હવે સમજો કંઇ વિચારવાનો વખ્ત છે!
થોડા દિવસો વિતતાં સમય આવવાનો સખ્ત છે!!

વડીલ! સનાતન, કુટસ્થ, અક્રિય, નિર્વીકાર, અસંગ, નિર્લેપ સચ્ચિદાનંદ ઈશ્વરનું તત્વ જાણીને શાન્તિ અનુભવવી એજ આપણું પ્રાચીન સત્ય સ્વધર્મ છે. મહાન જ્ઞાની ઋષિઓએ વેદોનું આદર્શ જ્ઞાન અનુભવી જીવન પવિત્ર બનાવેલ છે, તેવું જીવન આપણેય જીવવાનું છે.

માધો—મનીઆ! તું તો બહુ બોલકણો થઇ ગયો છો! આટલી વાતો તેં કયાંથી સાંભળી! અને તું હવે કયારેક સૈયદ બાવાઓનું જ્ઞાન સાંભળ તો તને વધારે સાચાની ખબર પડે.

મનજી—માધાબાપા! ભોળાંઓને મરવા પછી હુરાઓના રંગરાગની અનેક લાલચો આપીને નાણા કઢાવી તાગડધિન્ના કરનારાઓમાં સ્વાર્થ સાધવા શિવાય સત્ય જ્ઞાન કયાંથી હોય? તે છતાં સૈયદો અને કાકાઓએ સત્ય જ્ઞાન પ્રાપ્ત કરીને તેમાંનું તમોને થોડુંક જ્ઞાન આપ્યું હોત તો આજે આપણી કોમની બેડી કુરૂઢીરૂપી સમુદ્રનાં મોજાંઓ લાગવાથી ડોલંડોલ નજ થઇ હોત!

"લોભી ગુરૂ લાલચુ ચેલા એ દોનુ નરકમેં ઠેલંઠેલા"

મને એવો નિશ્ચય થતાં શ્રૌત્રિય અને બ્રહ્માનષ્ઠ સદ્ગુરૂને હું જીજ્ઞાસાથી શોધતો હતો. તેવામાં નારાયણનંદ સ્વામી વીસનજી ઠક્કરની મેડીમાથે હમેશાં સત્ય સિદ્ધાન્તોનું વ્યાખ્યાન કરતાં તેની અમૃતવાણી મે સાંભળેલી છે, તે તમોને કહી છે તેથી તમે મને ગમે તેમ કહેશો પણ હું મારૂં ધ્યેય નહિં મુકું. પરંતુ તમે સૌયદો અને કાકાઓ પાસેથી જ્ઞાન સાંભળ્યું છે તેમાંથી થોડુંકતો મને સંભળાવો ? હું સ્નેહથી સાંભળીને તેવું વર્તન કરીશ. વડીલ ! મેં તમોને જે સુચન દેવા માટે વચનો કહ્યાં તેમાંથી તમે સાર ગ્રહણ કરશો એવી મને પણ આશા છે.

મનજીના પ્રશ્નનો જવાબ માધા મુખીથી નહિં અપાતાં મનજીએજ પાછું કહ્યું કે માધાબાપા ! હું વળી વળીને કહું છું કે જો તમારામાં કંઇક વિચાર કરવાની શક્તિ હોય તો પોતાનાં વ્હાલાં સંતાનોનું, સ્વજ્ઞાતિનું હિત ઇચ્છવા માટે પુર્વજોએ પાળેલ સ્વધર્મ ગ્રહણ કરો. સ્વધર્મમાં અટળ રહી ભારત ભૂષણ મહારાણા પ્રતાપ, છત્રપતિ શિવાજી મહારાજ આદિ નરવીરોએ આર્યના ગૌરવને રક્ષ્યું છે. કૈંક વિરાંગનાઓએ સ્વધર્મમાં અટળ રહેવા, યવન ધર્માન્ધોના જુલ્મથી શીયળના પતિવૃત્તા ધર્મને રક્ષવા માટે ભડભડતી અગ્નિ જવાળાઓમાં હર્ષથી કુદી કુદી જીવન પુષ્પ અર્પીને કીર્તિ ઉજવળ રાખનાર, પૂજ્ય વીર દેવીઓની અમરયાદ ઇતિહાસો કીર્તિ ભર્યા અક્ષરે આપી રહ્યા છે. માધા બાપા! તે પુર્વજોનાં સંતાનો આજે સૌયદોના પાખંડી મત પ્રચારમાં, હુરાઓ વરવાના લોલુપતાના પ્યારમાં અરે ! સંસારને ભ્રષ્ટ કરનારી દુષ્ટ આશાઓથી ફસાયા! તે પણ એટલે સુધી કે, કોઇ સત્ય કહે છતાં તેનું સાંભળવું નહિં. તે છતાં સેવકોને

મેઢાની પેઠે વાડામાં ગોંધીને પેટ ગુજારા માટે સૈયદોએ અધમ વેપાર આદર્યો છે! વડીલ! તમોએ કંઈ બુદ્ધિ સૈયદો પાસે વેચી નથી દીધી. માટે હવે તો કંઈક વિચાર કરો. તમોએ આજ સુધી પ્રપંચી ક્રિયાઓ કરી ભોળાંઓને ભૂલમાં રઝળાવીને નાણા એકત્ર કરવા ખીચડીઆં પોથાં લખ્યાં, કલ્પિત કલ્મા શીખાડયા, કંઈકના ગુન્હા છોડાવી તે જીવને ગતે (પીરાણા કબ્રસ્થાને) પ્હોંચાડવા ઢોંગ આદર્યા !! યુવાનના મરણ પાછળ તેનાં ભાંડુઓ કળકળતાં હોય છતાં, ગીધની પેઠે હોંશથી મિષ્ટાનો ઉડાવવામાં ભાગ લીધો! અને વહુ, દીકરીઓના છુટકાઓ કરાવી બળતા હૃદયની અનેક હાયો વ્હોરી! અરે!! ધર્માદાનાં નાણા ઓઇયાં કર્યાં!!! પીરાણા પંથ ત્યાગી દેનારને નાત બ્હારની ધમકીઓ આપીને અન્યાયથી દંડ લેવાની નીચતા કરી, વિવાહના પ્રસંગે છોકરાં-ઓને વેદવીધીએ પરણાવવા ન દેવા માટે કનડગત કરીને અરે! સગપણો તોડી નંખાવ્યાં !! ઓ માનવી છતાં રાક્ષસી કૃત્ય કરનાર નર પિશાચરૂપ તમોએ તો બેહદ કરી. છતાં અડગ વીરોએ ટેક નજ મુકી. પરંતુ તમોએ સ્વબંધુઓને કનડગત કરી તેથી પીરાણી-આગો તરફથી લાભ મળ્યો? મળશે શું પીરાણામાં સડેલાં અસ્થીઓ? તમોને "પીરાણા પંથ" જાલીમપણુંજ શીખવાડે છે શું? ઓ વડીલ! આ દુ:ખોદ્‌ગારનાં વચન સાંભળી તમારૂં હૃદય પીગળ્યું હોય તો, તમારાં વ્હાલાં સંતાન અને સ્વજ્ઞાતિના હિતને માટે હવે જાગીને સત્વર ત્યાગી દ્યો પ્રપંચી પંથને અને ગ્રહણ કરો સ્વધર્મના આદર્શ સિદ્ધાંતને.

માધો—મનજી તું સાચું કહે છે. પ...ણ મને ગઢેરાઓનું રાખવું પડે છે, કારણ તેની લેનમાં હું બેસું ઉઠું છું.

(મનજીએ અફસોષ કરી નીચે પ્રમાણે કહ્યું.)

ચૈતન્ય નીજ જ્ઞાતિનું આજે અહા! ઊડી ગયું!
સ્વાર્થતાના પાસથી સ્વતંત્ર જકડાઈ રહ્યું!
મોટપોની લેનથી સ્વભાનને ભૂલી ગયા!
જીભના ચટપાઇથી પેટોડીયા મોટા થયા!

માથાભાપા! તમો સમજો છો છતાં, આગેવાનોનું તમારે હજી રાખવું પડે છે? એ આગેવાનો સાથે મળીને ન છાજતાં નાલેશી ભર્યાં હડહડતાં અન્યાયી કાર્યો કરી, લાંચો લઇ ગુંજા ભરો છો! એજ તમારી લેન કે કોઇ બીજી છે?

હત્યા કરીને સત્યની પડો છો મૃત્યુના મુખમાં!
બની અન્યાયીના સાથી, ખુશી છો સ્વાર્થી સુખમાં?
પ્રપંચી એવી લેનથી વડીલ! હવે ન્યારા બનો;
અળગા થઇ અન્યાયીને હવે મૂળથી આજે હણો.
સ્વધર્મને પાળવામાં હવે કઈ તમોને બીક છે!
આર્ય સંતાન કુર્મીઓ! પરાધીનતા હજી ઠીક છે?
પાખંડ, દંભને ત્યાગતાં અંતે સત્યની તો જીત છે;
ઉલ્લાસથી ઉરમાં ધરો સાચા ધરમની પ્રિતને!

એ આગેવાનો તમને કંઇપણ રોકી શકનાર નથી એક કવિએ કહ્યું છે કે:—

"સીંદરી બળી ખાખ થાતાં વક્ર ગતિ ના છોડતી;
પાપીષ્ટ જનની દુષ્ટ બુદ્ધિ વેર કદી ના ચુકતી."

હવે તો અનુભવી વડીલો અને શુચારીત્રશાળી નવયુવકો જ્ઞાતિનો સુધારો કરવા કમર કશશે તો તે દિવસથીજ:—

**આ જુલમી આગેવાનની સત્તા બધી તુટી જશે;**
**એ સમય જલદી આવશે અસિ અન્યાયની બુઠી થશે.**

હવે મારે દુઃખીત હૃદયેથી કહેવું પડે છે, વડીલ! તમે સમજો છો, જેથી પોતાની ફર્જ બજાવવા સર્વ બંધુઓને કહો કે, "પાખંડી પંથને છોડી દો" પણ એવું જ્યાંસુધી ખુલે ખુલ્લું સત્ય નહિ કહો ત્યાંસુધી જ્ઞાતિ ઉન્નતિમાં બહુ ખામી છે! પરંતુ કાનજી જેવા અનેક નવયુવકો તોઃ—

**પ્રેમનું પાણી ભરીને બંધુને પીવરાવશે;**
**સેવારૂપી સ્વજ્ઞાતિના, યુવકો ચરણને ચુંમશે.**

એ રીતે જ્ઞાતિ સુધારવાના પ્રેમથી કર્તવ્યમાં મશગુલ રહેતાં, આગેવાનોનાં કાળમીંઢ પત્થર જેવાં હૃદયો પીગળીનેઃ—

**અન્યાયી આગેવાન પણ ત્યારે ખરે ન્યાયી થશે;**
**ત્યાગી અધર્મી પોલને સ્વધર્મમાં સ્હાયી થશે.**
**સૈયદો અને કાકા તણી દાંભીકતા તુટી જશે!**
**હુરા તણી મન આશ તે આકાશમાં ઉડી જશે!**

અને સૌ પોત પોતાની ફર્જ બજાવતાં:—

**સ્વભાંડુઓ ભૂલાં પડેલાં તિમીરને ત્યાગી જશે;**
**ઉત્સાહ ઉરમાં સ્થાપી, જ્ઞાતિ હિતનાં રાગી થશે.**

જ્ઞાતિ તણાં સેવક બની સૌ સ્નેહથી સંપી જશે;
હરનિશ જ્ઞાતિ ગૌરવ મંત્રે ઉર્મીઓ ઉછળાવશે,

માધો—મનીઆ! તારી વાતો હવામાં ઉડી જાય તેવી છે.
એ ગેઢેરાતો, બ્રહ્મા પોતે ઉપદેશ દેવા આવે તોય સમજે એવા નથી!

મ.—ગઢેરા નહીં તોય પણ સંતાન તેનાં સમજશે;
જ્ઞાતિ સુધારા સંઘમાં તે સત્યથી વળગી જશે.
જ્ઞાતિ તણી કીર્તી વિષે નિજ આત્મભોગો અર્પશે;
યુવકવીરો નિર્ભય બનીને વિજય ધ્વજ ફરકાવશે.

ધ્યેય ધારીને હવે તો તોડશે દંભી પ્રથા;
આ બાળલગ્નો ને વળી છે મૃત ભોજન પણ વૃથા.
લાંબા વિચારે જ્ઞાતિમાં વિદ્યાનાં વૃક્ષો રોપશે,
પરિતાપમાં રહેનારને તે શાન્તિ દેવા પોચશે
ગૃહસ્થાશ્રમીના ધર્મ સમજી જીવન નીજ સુધારશે,
એ સુત્રમય હર સંચરી ઉદ્દેશ પાર ઉતારશે.

સુભ ધર્મધારી કર્મને સ્નેહે સદા તે પાળશે;
અજ્ઞાનીઓની મૂળથી દાંભિક ખલતા ટાળશે.
પ્યારા પિતાના ધ્યાનમાં મશગુલ રહેશે પ્રેમથી;
બુદ્ધિ બહુ પ્રગટાવશે આર્યો તણા સુભ નેમથી.

માધાબાપા! યુવકો એ પ્રમાણે પોતાનો અને જ્ઞાતિનો સુધારો અવશ્ય કરશેજ. પણ તમોને મેં અનેક સિદ્ધાન્તો કહીને સમજાવ્યા,

હવે તેથી વધારે શું કહું ? આટલું રૂદન કરી આંસુ વહેવરાવ્યાં છતાં તમારૂં અંતઃકરણ ન પીગળ્યું તો એટલી હજી મારા પુરૂષાર્થમાં ખામીજ. પણ અંતે તમારૂં અંતઃકરણ પીગળીને શુધ્ધ તો બનશેજ. એવી મને પૂર્ણ શ્રધ્ધા છેઃ—

વચનો ગ્રહો વા ના ગ્રહો તો તે તણી પરવા નથી;
ને માન કે અપમાન થાએ તે થકી ડરતા નથી.
સત્કાર્યને કરવા થકી મૃત્યુ ભયે હઠવું નથી!
મેં એજ નિશ્ચય છે કર્યું કે સત્યથી ડગવું નથી!

હવે મારી તમારા પ્રત્યે છેવટની વિનંતી છે કે, તમો ગીતા આદિ શાસ્ત્રો વાંચી, સત્ય સમજીને વર્ણયોગ્ય રિવાજો ગ્રહણ કરો અનેઃ-

વીરતા ધારણ કરી નિર્ભય બની શૂરવીર હો;
દુષ્ટ દાંભીકો સદા તેને હવે દૂરજ કરો.
તે દિનથી પીરાણીઆનો પોલ કુંભ પણ ફુટશે;
જકડેલ આપણ ભાંડુઓ પ્રપંચથી સૌ છુટશે.

## જીવનનો પલટો.

માધો—પ્રિય ભાઇ! તમે તો મનુષ્યરૂપે દેવજ છો! તમોને ઉચ્ચ સંસ્કાર દેનાર તમારાં માત, પિતાને ધન્ય છે, જેના પુત્રે આટલી નાની યુવાન વયે જ્ઞાન મેળવીને તેનો સારો ઉપયોગ કર્યો. ભાઇ! હું તો તમોને આટલા દિવસ સુધી એમજ કહેતો હતે કે મનજી ઠોલીઓ છે. એ મારી અજાણતાં જબરી ભૂલ થઇ છે

તેની માફી ચાહું છું. ભાઇ! તમારી ઉચ્ચ મનોવૃત્તિની મને પુરેપુરી ખબર આજેજ પડી છે. જેથી તમે કાનજીને પીટાડનાર નહિં પણ **સત્ય સનાતન** માર્ગ બતાવનાર ગુરૂ છો. તમે મને પાખંડીથી બ્હાર કાઢવા બહુ બહુ કર્યું. પણ ભ્રમને લીધે મેં તમારાં વચન ધ્યાને નોતાં લીધાં તે મારી મુર્ખતાજ હતી. છતાં તમે મને સમજાવવાનું ચાલુ રાખ્યું એજ તમારી મોટાઇ છે, પ્રિય સજ્જન! તમે કહેલ વાતોનો વિચાર કરી, આત્માની જ્યોતિના શાક્ષી સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે આજથી મારૂં વિશાળ કુટુંબ સાથે લઇ 'પીરાણાના પ્રપંચો" ત્યાગીને ઇશ્વરને ચરણે પોચવા, જગતના પ્રાણીમાત્રનું શ્રેય ઇચ્છનાર પ્રાચીન સભ્યતા શીખવનાર સ્વધર્મમાં પુનઃ આવું છું અને હવેથી તો મુખીપણાની મોટપથી કરેલા, દંભના પાપી કાર્યનો પશ્ચાતાપ કરીને પરહરૂં છું. તેમ વળી જ્ઞાતિ સેવા કરવાની અભિલાષા હૃદયે ધરૂં છું.

કંઠે કર્યાં મેં કંઇક કલમા દાખવી બહુએ દુવા;
હતભાગી હું મુખી બની તે અર્થ સમજ્યો નહીં જરા,
ફસ્યો રહ્યો તો દાંભીકોની જાળ મિથ્યા ચારમાં;
એ "ભીસ્ત ને હુરા તણી" બુડેલ આશ નકાંગારમાં.

એ ભુલની ભ્રમણા થકી મમ જીંદગી એળે ગઇ!
પ્રભુ માફ કરજે દીનને તુજ ભકિત મુજથી ના થઇ.
જાગ્રત થયો છું નીંદથી તે આપનાજ કૃપા વડે;
તુજ ચરણે જુકવા હવે બુધ્ધિનો ભંડાર દે,

મનજી—પ્રભુને યાદ કરી તમે પાપનો પશ્ચાતાપ કર્યો એજ આત્મશુદ્ધિથી તમારૂં પ્રાયશ્ચિત થયું છે, આ તમારા અને જ્ઞાતિના સેવક, ઇશ્વર કૃપાથી તમોને થોડાંક અનુભવી વચનો કહ્યાં તે સાંભળીને તમે આજ જાગૃત થયા છો તે માટે માષા ભાઇ! તમોનેજ ધન્ય છે શાસ્ત્રોમાં કહ્યું છે કે, " મોટા ભોંયરામાં ઘણા કાળનું અંધારૂં હોય, તેને સાવરણીથી વાળતાં કે સુપડાવતી ઝાટકવાથી નીકળતું નથી. પરંતુ મશાલનો પ્રકાશ થતાંજ અંધારૂં ત્યાંથી જલદી ચાલ્યું જાય છે. તેનો આજ મને પ્રત્યેક્ષ અનુભવ થયો છે. વડીલ! હવે ઘણો સમય થયો છે જેથી મારાં માત, પિતા તેમજ બીજા ત્રણ મિત્રો એ સર્વે મારી રાહ જોતાં હશે. જેથી હું મારે ઘેર જાઉં છું, હવે વંદન છે.

મા—એ બીજા તમારા ત્રણ મિત્રો કોણ છે?

મ—ગોપાલ, શીવદાશ અને પ્રેમજી.

મા- વાહ! વાહ!! એ યુવાનો પણ તમારા જેવા સારા વિચારવાળા થયા છે શું ?

મ—જી, હા. માષાબાપા! હવે તો રજા લઉં છું.

મા—સજ્જન! તમોઅહિંથી જાઓ એમ મારાથી તો કેમજ કહેવાય! કારણ કે અમો મરેલામાં તમે ચૈતન્યનું અમૃત રેડી આજ અમારો ઉધ્ધાર કર્યો છે. તમે મારાપર ઉપકાર કરેલને હું જીવન પર્યંત નહિં ભૂલું. આવાં સત્કાર્યો હમેશાં કરતા રહેજો. ભાઇ! હવે તોઃ-

નિજ જ્ઞાતિનો ભાવી સિતારો રોશની કરતો થયો;
સદ્ધર્મના પ્રતાપથી દિન આપણો ચડતો થયો.
જ્ઞાતિ તણી સેવા હૃદયમાં સ્થાન બહુ મળતો રહ્યો;
દાંભિક મદનો દુષ્ટ તમ આજે હવે ટળતો ગયો.

મ—વડીલ ! મને મિથ્યા માનના મોભે ન ચડાવો, મેં તમારા પર ઉપકાર નથી કર્યો પણ પ્રભુની આપેલ સદ્‌બુદ્ધિનો સારો ઉપયોગ કરવા માટે મેં તો તેમાં માત્ર મારી ફરજ બજાવી છે.

મિત્ર વાંચક ! કાનજી પોતાના ઓરડામાં, મનજી અને પોતાના પિતાની ચાલેલ વાતોને અત્યાર સુધી સાંભળી રહ્યો હતો. તે હવે ઘરની ઓશરીમાં મનજી અને પોતાનો પિતાશ્રી હતા ત્યાં આવ્યો અને મિત્રના વચન સાંભળી પિતાના અંતઃકરણમાં જ્ઞાનનો પ્રકાશ થયો છે, તે માટે પ્રભુનો બહુજ ઉપકાર માનવા લાગ્યો.

કા—ઓ દીનદયાળુ પ્રભુ ! હે ભકત વત્સલ ભગવાન, હે પતિત પાવન, માયારૂપ સંસારમાં ડુબનારના તમેજ સાચા તારણહાર છો ! ભૂલેલાને સુમાર્ગે ચડાવનાર પણ તમે છો ! હે અધિષ્ટાતા ! હે શાન્તિ દાતા ! હે પરમ પિતા ! માયાના આવરણે કરી તારા અવિચળ ચર્ણોથી દૂર રહેતાં અમને ઘણો સમય થઈ ગયો હતો. પરંતુ તારા અગાધ મહિમાને જાણનારા સંતજનોનાં વચનામૃતનું પાન કરી, સુ-માર્ગ તરફ વળી તારા અવિચળ ચર્ણોમાં પુનઃ ઝુકયા. હે વ્હાલા જગનાથ ! તને હું કરગરી પ્રાર્થું છું કે, જેમ મનજીના સદુપદેશનાં મીઠાં અને સત્ય વચનોથી મ્હારા પિતાને સદ્‌બોધ થયો, તેમ જે ભ્રમમાં ભટકી રહેલ બધુંઓ છે તેને સમજાવીને સત્ય તરફ પ્રેરવા માટે પ્રત્યેક ઉત્સાહી મિત્રોને બુદ્ધિનું બળ આપ. જેથી તારા સ-ચ્ચિદાનંદ સ્વરૂપને હૃદય મંદિરે અનુભવી શાન્તિ પ્રાપ્ત કરે.

એ પ્રાર્થનાના વચનોથી અંતરમાં ઉત્સાહનો ઉમંગ થતાં પછી મનજીએ કહ્યું.

ધન્ય પ્રભુ! આપની અકળાકળાની બલિહારી છે! જીવનનો કેવો અદ્દભૂત પલટો? જ્યાં બહુ નબળાઇ હતી ત્યાંજ ઉગ્ર આત્મબળ જાગ્યું. જ્યાં ડર હતો ત્યાજ સાહસિક ક્રાન્તિવાદીઓનું ધામ થયું, જ્યાં પામરતા હતી ત્યાંજ પ્રભુતા પ્રાપ્ત થઇ, જ્યાં શિથિલતા હતી, ત્યાંજ આત્મશ્રધ્ધાના નવચેતનની જ્યોતિ આજ પ્રગટી રહી છે! તે માત્ર આપના બહુ અનુગ્રહથી કરીને.

માધાબાપા! હવે હું ઘેર જવાની આપની પાસે ફરી રજા માગું છું.

મા—મનજીભાઇ! તમો અહિં હમેશાં આવજો અને અમોને ઉપદેશ આપજો જેથી અમારૂં જડ જીવન ઉચ્ચ બને. હવે તમો ખુશીથી જાઓ.

મ—નારાયણનંદ સ્વામી આદિ મહાન પુરૂષોના સત્સંગથી મને મળેલ સદુપદેશની પ્રસાદિ મારા સ્મરણમાં છે તે હું અહિં બીજી વખત આવીશ ત્યારે તમોને સંભળાવીશ.

# પ્રકરણ અગીયારમું.



વિશુધ્ધ સ્નેહ દંપતિમાં, હજો આપણા સંસારમાં;
સંતાન ગુણીયલ પાકતાં રહે ધર્મના વિચારમાં.
સીતા, રામના જીવન રચી જે જીવન જીવી જાણશે;
પ્રણયી યુગલ યુવક થઇ ગ્રહસ્થ આનંદ માંણશે.

## કાનજી અને તેની સ્ત્રીની વાતચીત.

કાનજી પોતાને ઓરડે ગયો. ત્યાં તેની સ્ત્રી સ્નેહઘેલી બની જમીનપર બેઠી હતી. પતિને દેખતાં ઉભી થઈને અંતરની ઉછળતી ભાવનાથી બોલી, "વ્હાલા! કાળીરાત્રીમાં, અજવાળીઆના ચંદ્રનો પ્રકાશ જેમ વધતો જાય, તેમ તમારી અડગ ટેકના વિજયરુપી ચંદ્રનો ઉદય થવાથી, કુટુંબીઓના હૃદયાકાશમાં છાયેલ અજ્ઞાનની અંધારી રાત્રીમાં આજ જ્ઞાનરૂપી અજવાળું થયું."

**કા**—જ્યાં એ જગતનિયંતા દીનદયાળુ પરમપિતા પ્રભુની કૃપા થાય ત્યાં જ્ઞાનનો પ્રકાશ થવાથી, પુરૂષાર્થ કરનારને અવશ્ય જય મળેજ. તેમ ડાહ્યા જનોએ કહ્યું છે કે "**જેની ભાવના ઉત્તમ છે, તે ઉત્તમ ફળને પામે છે.**"

**જાગ્રત સ્વપ્ન આદિમાં સત્કાર્યની છે લાગણી;**
**સ્વજ્ઞાતિના ઉદય તણી પ્રભુ પાસ એ છે માગણી.**
**સ્વીકારશે, સ્વીકારશે પ્યારો પિતા, સ્વીકારશે;**
**ડુબતું નાવ ભવસિંધુથી તેનેજ પાર ઉતારશે.**

તે છતાં —

**અડગ વિશ્વાસ છે જેને સ્વધર્મની રાહે;**
**શ્રધ્ધા આત્મની કરતાં વિજયી માળ પ્હેરાયે.**

તમે સદ્‌ગુણશાળી છો, તેથીજ મને એ કાર્યમાં બહુ મદદ મળવાથી આજ આપણો જય થયો છે.

**સ્ત્રી**—એતો સર્વ લક્ષ્મી ભાભીજીએ અને તમોએ, મને આપેલ સદુપદેશનુંજ સારૂં પરિણામ છે.

**કા**—સુધારાની ઇચ્છા કરનાર યુવકો પોતાના વિચારોને સમત થવા, તેઓની ધર્મપત્નિઓને ઉમંગથી કહે છે, ત્યારે તો તેઓ આગળ વધવાને બદલે, પાછા પાડવાનોજ પ્રયત્ન કરે છે.

**સ્ત્રી**—યુવાનો કાર્ય સાધવા પ્રયત્ન કરે છે, તેમાં તેઓની ધર્મ-પત્નિઓજ વિઘ્ન નાખે છે, એવું ખાસ કારણ નથી.

લક્ષ્મી ભાભીજીએ મને કહ્યું હતું કે "**વિઘ્નના ભયથી ડ-રીને કાયર પુરૂષો સત્કાર્યની શરૂઆત કરતા નથી.**" માટે આળસ તો ખાસ કરી નવયુવાનોનું છે. જો એઓમાં ઉગ્ર આત્મ-બળ હોય તો, કાર્ય સાધવામાં તેમની ધર્મપત્નિઓ કંઇપણ વિઘ્ન નજ નાખી શકે! પોતાની સ્ત્રીઓને વિવેકથી સત્ય અને મીઠી વાતો સમજાવી શકવાની બુધ્ધિ યુવાનોએ કેળવવી તો જોઇએ.

**કા**—એ સર્વ તમો ઉત્સાહના વિચારે કહો છો. પણ તમારી અજ્ઞાન બેનો તો પોતાના ધણીને ભય બતાવે છે કે "જો તમો સુધારાવાળા ભેગા થશો તો હું મારે પીયર ચાલી જઇશ." એ નીંદવા લાયક વચનો તમારી બેનોનાં છે નાં?

**સ્ત્રી**—નાથ! તમે કહી તેવી મારી સર્વ બ્હેનો કંઇ અણસમજુ નથી. પણ પતિના સત્ય સિધ્ધાન્તને આગળ વધારવા માટે સર્વસ્વ અર્પનાર વિરાંગનાઓ છે. એ તમે જાણો છો છતાં કેમ વિસરી જાઓ છો!

**કા**—પતિને મદદ આપનાર સદ્ગુણવાળી એવી કઇ સ્ત્રી છે?

**સ્ત્રી**—જેણે પોતાનાં માવિત્રોને કહ્યું હતું કે "જો તમે પીરા-ણા પંથ પાળશો અને મારો પતિ સ્વધર્મ પાળશે તો હું તેના છાયા-

રૂપે તે પાછળજ છું. માટે મને મારો પતિ જેમ આજ્ઞા કરશે તો તે પ્રમાણે તેને સાચી સલાહ દેનારી અર્ધાંગના બની વરતીશ." માવિત્રાને એવાં ચોખ્ખાં વચનો કહીને, ઉત્સાહથી પતિના કાર્યને બહુ ઉત્તેજન આપેલ છે.

કા—ધન્ય છે એવી ઉચ્ચી રહેણી રાખનાર પૂજ્ય બહેનોને. એવાજ ઉત્સાહથી આજે દરેક બહેનોએ સત્કાર્ય કરીને પછી પોતાનાં સંતાન કેળવવાની જરૂર છે.



# પ્રકરણ બારમું.



## સુધારકોને સહાનુભુતી.

માધોભાઇ છોકરાંઓના વિવાહ પ્રસંગે કુટુંબ સહિત દેશમાં પોતાને ગામ ગયા. તે દિવસેજ માના ભગતનો પુત્ર શીવજી રસ્તામાં કાનજીને મળ્યો, સુખ દુઃખના અને પરદેશના ધંધા રોજગારના સમાચાર પુછ્યા પછી શીવજીએ કહ્યું કે "તમે અહીં ફરો છો માટે જગ્યામાં (જ્યોતિર્ધામમાં) મુખી પાસે છાંટ નખાવીને પ્રસાદિ નહિ વેરાવો ?"

પછી કાનજીએ અદંભ ઉત્સાહથી નીચેના શબ્દો કહ્યા :—

જમાનો જ્ઞાતિનો પલટયો યુવકો સુધારવા માગતા;
પુરૂષાર્થી બની લગન સાચી ધર્મમાં લગાડતા.
ઉન્નતિ જ્ઞાતિની કરવા ઉપાયો ચાંપતા લેશે;
ગજવશે નાદ જ્ઞાતિમાં અને એ સૌ જનો જોશે.

શીવજીભાઇ! તમારે તેની ખાત્રી કરવી હોય તો:—

હૃદય એનું પરખતાં ઉમંગી ભાવના બસ દેખશો;
ખરી કસોટી વીર તણી, તેને સુધારક લેખશો.

**શીવજી**—ત્યારે શું તમે છાંટ નખાવવા નહિ આવો?

કા—છાંટ માટે મુદ્દલ નહિજ. પરંતુ પહેલાં હંમેશ આવતો તે જડતાથી અને હવે આવીશ સારી ભાવનાથી. કેમકે આપણાં ધર્મ ભૂલેલ ભાઈ, બહેનોને સત્ય સનાતન માર્ગ બતાવવા માટે, ધરીમાં (કબાટમાં) પુસ્તકો પડયાં પડયાં સડી રહ્યાં છે, તેને વાંચી સત્ય અસત્યનો નિર્ણય કરવા સંભળાવીશ. જેથી સર્વને યથાર્થ જ્ઞાન સૂઝે અને જ્ઞાતિ ઉન્નતિ કરે. એજ મારા ઉદ્‌ગાર છે.

**શીવજી**—કાનજી! એ વાતું મુકી દે.!! હવે હુંડી મુકવાનું વખત આવ્યું છે માટે તમે વિશોંદતાં દેજો.

કા—ભાઇ! તમે ભોળા થઇ ગયા જણાઓ છો! કેમકે આજ સુધી કરોડો કોરીઓ પીગણે રોયદો અને કાકાઓને મોજ મજામાં દેવાણી, આપણી જ્ઞાતિ પોતે તો કંગાળ બની ગઇ છે!! છતાં હજી પણ આપણી પાસે જે નાણાં છે તેને સાચવીને જ્ઞાતિના ઉદ્ધાર માટે વાપરવાં જોઇએ. જેથી અમે તો હવે ગરીબોનું દુઃખ ટાળી, સુખી કરવા માટે વિશોંદની કોરીઓ વાપરશું. તમને પણ એજ ભલામણ કરૂં છું.

**શીવજી**—અમે તો હુંડી પીરાણેજ મુકશું. અમને પીરાણાનો જે સાચો પાસ લાગ્યો છે, તે તમોથી મુકાવ્યો મુકાવાશેજ નહીં !! એ ધર્માદાના નાણાં નાત માટે તો ન વપરાય ! હવે તું ફરી ગયો તેથીજ એમ કહી રહ્યો છો.

કા—એ તો જાગ્યા ત્યાંથી સવાર. આજ સર્વે ગામના યુવાન ભાઇઓ, ધર્માદાનાં નાણાં જ્ઞાતિની ઉન્નતિ માટે વાપરવાની બહુ કોશીષ કરી રહ્યા છે. માટે હવે તમને પણ કહું છું કે આજથી જાગો અને કુટીલતા ભરેલ પંથને ત્યાગો અને હવેથી નાણાનો સદુપયોગ કરો.

પછી ત્યાંથી મો મરડીને શીવજી ચાલ્યો ગયો. તેણે કાનજીની સર્વ વાત માનણ (શીવદાસનો પિતા) ગઢેરાને કહી. ચાર દિવસ પછી નવો થયેલ પરબત મુખી અને બીજા પાંચ સાત ગઢેરાઓએ, માનણ પટેલને ઘરે ગામના સર્વ જ્ઞાતિ ભાઇઓને ભેગા થવા બોલાવ્યા. પછી માધાભાઇને તેડાવીને, પહેલું માનણ પટેલેજ પુછ્યું. " તેં અને તારા કુટુંબે છાંટ નથી નખાવી, તે તો પત્યું. છતાં તારો છોકરો ગામમાં મોં ફાડીને મોટી વાતું કરે છે, તેથી તું હવે નાતનો ગુન્હેગાર છે." એટલે તરતજ પરબત મુખી બોલ્યા. " માધા મુખી ! તમને વળી આ શું સુજ્યું ! જેથી ઠોલીઆમાં (સુધારકામાં) ભળ્યા ? અને મુખીપણાની મોટપને નાત આખીમાં વગોવાવી !!

માધો—હું મુખી નથી, તેમજ મને મુખીપણાંની મિથ્યા મોટપ જોઇતી નથી !! કારણ કે તેનાં પ્રપંચી કાર્યો મુકવાથી અને સ્વધર્મને અનુભવે જાણી, તે પરમાણે વરતવાથી હવે હું અંતરમાં બહુ સુખી છું. કાળા અક્ષરને કુટી મારનારા તમો જેવા સ્વાર્થીઓની

દાંભીક મત્તા તોડી, ચૂર્ણ કરી જ્ઞાતિને સારે રસ્તે ચડાવવા માટે તન, મન અને ધનના અનેક ભોગો આપી ફર્જ બજાવે છે, તેને "ઢોલીઆ" કહેનાર ઓ રાક્ષસી પ્રકૃતીનાં પુતળાંઓ! જેમ દીવો પોતાની નીચે અંધારૂં જોઇ શકતો નથી, તેમ તમો પોતાની પાછળ પાપના છાંટા કેટલા છે તેને તપાસ્યા છે? જેથી મનમાં કંઇપણ સારો વિચાર થાય. કે અમો મોટા થઇને અન્યાયથી કેવો હડાહડ અધર્મ આદરી રહ્યા છીએ!! (માધો એ વાત કરતા હતા. તે વચમાં માનણ પટેલ ગર્જી બોલ્યા.) " અમને "સ્વાર્થીઓ" કહેનાર તું કોણ? તારે એ વાતની હવે પુરવાર કરવી પડશે!"

માધો—તમો મોકળે મોઢે તાડુકો છો તે રહેવા દ્યો. હું એજ માધો છું! તમારા પાપની એક વાત મારાથી અજાણી નથી જેથી અહિ ઘરમાં બેઠે મને ખોટું બળ બતાવવું રહેવા દ્યો. નહિંતો હમણાંજ તમારા પાપનો ઘડો ભડાક કરી ફોડી નાખીશ. માટે તાણીને બોલવાનું કાંઇ કામ નથી! જેથી કંઇક લાંબો વિચાર કરો!

પછી પાસે બેઠેલા સોમજી ગઢેરા (પ્રેમજીના પિતા) જમીન ઉપર મુઠીઓ પછાડી બોલી ઉઠયા "માધા! તું પંચમાં વધગટ બોલી રહ્યો છો, એ ઠીક નથી કરતો! તને પરબત મુખીએ શું પુછયું અને તું કેટલું બધું બોલ્યો છો!! તારે ધર્માદાના લાગા લગમ સર્વે આપવા. નાતની અસલી ધોરણની લેને વરતવું. તેનું આ લખત છે, માટે તેમાં સહી કરી ગુનાની નાતને ૫૦) કોરી દંડ આપ એટલે તારો સર્વે ગુનો નાત માફ કરશે."

માધો–મેં આનતીનું કાર્ય નથી કર્યું, જેથી દંડ આપું! આજ તો અનેક ભાઇઓ, પીરાણાના પ્રપંચોને તજી દે છે

**અને તજી દેનાર છે!! મગદુર છે કોઈની કે તેને દંડની બીક વતાવીને સુધારા કાર્યમાં જતા રોકી શકે!**

પછી ગઢેરાઓ અને ભેગા થયેલ સર્વે ભાઇઓ, પોતાને ઠીક લાગતું સાથે બોલી ઉઠયા. "જ્યાં સુધી સહી કરી ગુનામતની ધર્માદા રકમ ન આપે ત્યાં સુધી માધાનું ઘર નાત બહારે છે." પછી સોમજી ગઢેરાએ કહ્યું કે "સર્વે ભાઇ, બેનોને ચેતાવજો. નાનું કે મોટું કોઇપણ માધાના ઘર સાથે વહેવાર ન રાખે."

વાંચક! એજ પંચમાં ભેળા થયેલ દોઢસો માણસોમાંથી પચીએક ભાઇઓ બીજી બાજુએ ભેળા થઇને, એ સર્વે વાતોનો પૂર્ણ વિચાર કરી, તેઓમાંથી મુખ્ય એકજ વાલજીભાઇ (ગોપાળના પિતા) એ નાતને કહ્યું કે, "ઓ આગેવાનો" પ્યારો વૈદીક સનાતન ધર્મ પાળનાર સુધારક બંધુપરે, તમારી અન્યાયની ક્રુરતા કયાંસુધી ચલાવશો? હવે કોઇપણ ભાઇ એ અન્યાય સહન કરનાર નથી,"

**માનણ પ.**–આએ માધા જેવાજ **ઠોલીયા છે.** માટે એપણ તે સાથે નાત બહાર છે!

**વાલજીભાઇ**–ઓ પટેલ! અમને તમે શુ નાત બહાર કરશો? તમારા શીવદાસને તમે સાચવજો, એ કયાંક "**ઠોલીઆ**"ભેળો ભળી ન ગયો હોય!! નહિંતો આજ તમારૂં બોલવું સર્વે પાણીમાં મળી જશે.

**માનણ**–શું મારો શીવદાસ પણ આ ઠોલીઆ ભેળો થયો? તો તો અહીંયાંજ મારૂં નાક કપાય!! ઓ નાનજી! ઘરેથી શીવદાસને અહિંઆ જલદી બોલાવી આવ.

**પરબત મુખી**–સોમજી પટેલ! જોયું હવે તો સુથારાવાળાએ આપણા મોટા મોટાના ઘરમાંએ પણ ઘો ઘાલી મુકી તો આ (હાથ લાંબો કરીને) બિચારા નાનાઓનું શું ગજું?

**સોમજી**–ખબર નથી પડતી કે "ઢોલીઆ" દિવસો દિવસ વધતાજ જાય છે. વીરાણી, નખત્રાણું અને કોટડું, દેવીશર અરે! ચિથોણમાંએ ભંગાણ પડ્યું, અને આંબાળામાંએ આરતી વગાડી તેમ વળી દયાપર, પાનેલીવાળાએ પીરાણાનું પોકળ ખોલ્યું અને નાત જગાડી! હવે તો ખબરે નથી પડતી કે સવારે શું થશે? બાવે કહ્યું છે એ વાત રખે સાચી થાય કે "ધરમમાં ધીંગાણા થશે ને આખરે અઢી મુમન રહેશે. હવે તો હું આમ નાતમાં રોજને રોજ ત્રાણી બોલવાની માથાકુટ કરતાં કકળી રહ્યો છું, ઢોલીઆ આપણા હવે જોરા સાજા રહેવા દે એવું મને તો જણાતું નથી. જેથી પીરાણાનું લફરું વીરાણી, નખત્રાણા અને દયાપર જેમ કાઢી નાખીએ તો કેમ? તમારો એમાં શું વીચાર છે!

**માનણ પ.**–તમે વળી એ પોચી વાતો શું કરો છો? હવે એક બાપમાંથી બે બાપ થશે ખરા

**સોમજી**–માનણભાઇ! બે બાપ તો પીરાણાનું ધરમ લીધું તે દિવસથીજ થયા છે. હવે તો મુળ સાચા બાપનેજ ઓળખી તેના ખોળે બેસવું છે, તે તમે કાં ભૂલો છો! અમારો પમો (પ્રેમજી) ગીતાના અર્થ ઠીક કરતે શીખ્યો છે. બે બાપ ન કરવાની એટલે બીજું ધરમ લેવાની વાત એક દિવસે એની માયે પમાને કહી. પછી મેં તમને કહ્યું એ રીતે પમે અમને બહુજ દાખલા દલીલોથી સમજાવ્યું. તેથી મારા મનને તો નક્કી થયું કે આપણો ખરો બાપ તો વૈદીક સનાતન ધર્મજ છે. હું હમણાં તમારી લેનમાં છું

જેથી વધારે બોલતો નથી. પણ મનમાં તો સાચું અને ખોટું સર્વે સમજી ગયો છું.

એટલામાં મનજીને ઘરેથી શીવદાસને ગોતીને રસ્તે ચાલતાં, નાતમાં થએલ વાતો શીવદાસે, નાનજીને પુછી લીધી. ત્યાંસુધી પંચમાં પોચી આવ્યા.

**માનણ પ.**–શીવદાસ! તેં આજ અવળી લેન જાણી છે! તેની તને કંઇપણ શુદ્ધ છે? તેં તો આખી નાતમાં મારૂં નાક કપાવ્યું !!

**શીવ**–મેં તમારૂં નાક કપાવ્યું નથી, પણ આવાં અવળાં કર્મોથીજ તમારૂં નાક કપાયું છે! અને તમો તો શું પણ આ સોમજી બાપાનો પ્રેમજી તો અમો સુધારાવાળાઓમાં જબરો કાર્ય કરતા છે. જેથી હવે તમે ચુપ કરી ઘરમાં બેસી રહો. જોયો તમારો ન્યાય! જેઓ આપણું પૂર્વનું સ્વધર્મ પાળવા તૈયાર થાવ છે, તેને તમો નાત બહાર કરો છો!! અને હડહડતો જ્યાં ત્યાં અપમાન કરનાર, આપણને શરમાવનાર પ્રપંચી પંચને પાળો છે તેને કોઇ પુછતું નથી!! વડીલો! તમોએ ગરીબોપર બહુ અન્યાય કર્યો છે. તમોથી હવે માંબાભાઇનું ઘર નાત બહાર નહિ થાય, તેમ દંડ પણ નહિ લેવાય. હવે તો ન્યાયનું ત્રાજવું અમે સારા વિચારના સર્વે નવયુવાનો પોતાના હાથમાં લેશું અને સર્વને કહેશું કે:–

જ્ઞાતિ ઐક્યતા કરવા ગુંથો એ તાર સંગઠનનો;
"संगच्छध्वं" શ્રુતિનો ધ્વનિ અનુભવો એજ ઋષિ વચનો.

## ઉપસંહાર.

**વાલજીભાઇ**–પ્યારા સ્વધર્મપ્રેમી સુધારક બંધુઓ! આજ તમોને સ્વધર્મનો જેટલો પ્રેમ છે. તે તમારા હૃદયે

હંમેશાં અવિચળ રહે અને તમે સૌ અંતરના ઊંડા ઉમંગી વિચારોને જ્ઞાતિ હિતના ઉદ્‌ગાર સાથે એક કરવા તલપી રહ્યા છો. તેનું હું, એકજ શીવદાસના બોલવા ઉપરથી તમારા ઉમંગનું અનુમાન કરી શકું છું. જેથી એ ઉચ્ચ ભાવનાથી લક્ષ સ્થાને પોચવા માટે એ પૂજ્ય જ્ઞાતિના ઉત્સાહી નવયુવાન વિરો ! આજથી આપણે સૌએ પરસ્પર હળીમળીને ભ્રાતૃભાવથી નવી તૈયારી કરી, ધર્મ યુદ્ધ ખેલવાનું છે. સૌ બંધુઓ સાથે બોલો :-

" यतः धर्मस्त ततो जयः "

॥ ॐ शान्ति शान्ति शान्ति ॥





આ પુસ્તક કરાંચીના વોટર કોર્સ રોડપર આવેલા "દુર્ગા પ્રિન્ટિંગ પ્રેસ
માં મહેતા છોટાલાલ કાનજીએ છાપ્યું અને કરાંચીના શ્રી પાટીદાર
મિત્ર સંઘ માટે રામસ્વામી ગાડીખાતા શંકર પાર્વતી મંદિર
પાછળ આવેલી શેઠ હરચંદરાય વીશનદાસ સ્ટ્રીટ પ્લોટ નં. ૨૮
માંથી મુંજાભાઇ પ્રેમસિંહ પટેલે છપાવી પ્રસિદ્ધ કર્યું.

